हिन्दू कहै राम मोंहि प्यारा,
तुरुक कहै रहिमाना;
आपस में दोउ लरि लरि मूऐ
मरम न काहू जाना.

-कबीर

# અનુવાદ અંગે

સન ૧૯૪૨ના કારાવાસ દરમ્યાન કંઈક કંઈક વાંચવાનો સમય મળતો હતો. પંડિત સુંદરલાલજીનાં હિંદુસ્તાનીમાં લખેલાં 'હજરત મહંમદ અને ઇસ્લામ' તથા 'ગીતા અને કુરાન' પણ જોઈ લીધાં હતાં. પુસ્તકો ગમી ગયાં હતાં. બહાર આવ્યા પછી મનમાં આવ્યું કે એકાદનો તરજુમો કરું. પંડિતજીની પરવાનગી મળી ગઈ. નવજીવને મારી મરજીથી 'ગીતા અને કુરાન'નું કામ મને સોંપ્યું.

વિષય પરિચિત છે પણ સાચું જ્ઞાન ન હોવાથી આપણે હાર્દને પિછાણી શકતા નથી. હિંદુ-મુસ્લિમ ઐકયને રાષ્ટ્રકાર્યનું એક મહત્ત્વનું અંગ આપણે સૌ માનીએ છીએ; સર્વધર્મસમન્વયમાં પણ આપણે વિશ્વાસ રાખીએ છીએ. પરંતુ સાચા અભ્યાસ અને જ્ઞાન વિનાની આપણી માન્યતાઓ ફળતી નથી. તે સારુ રાષ્ટ્રસેવકોએ તો આવા ગ્રંથોનું પરિશીલન કરવું જ જોઈએ. આ કે આવાં પુસ્તકો લોકશિક્ષણની દૃષ્ટિએ પણ અત્યંત ઉપયોગી છે. જનસમાજનું શીલ આવા સાહિત્યથી સુદૃઢ થાય છે.

પંડિત સુંદરલાલજી જાણીતા વિદ્વાન છે; સંસ્કૃતિદર્શન તથા ધર્મસમન્વય જેવા એમના ખાસ વિષયો છે. આ સિદ્ધહસ્ત લેખકની વિશિષ્ટ શૈલીવાળું આ પુસ્તક ગુજરાત સમક્ષ મૂકવાનો આ અવસર મને મળ્યો એ મારું સદ્‌ભાગ્ય છે. મૂળના અર્થભાવને ક્ષતિ ન આવે તેની કાળજી તો રાખી છે છતાંયે મૂળ પુસ્તક જેવી મજા આ અનુવાદ ક્યાંથી આપી શકે?!

વિષયની ચર્ચા કરવાનો અધિકાર મારો નથી. પંડિત સુંદરલાલજીએ જે પીરસ્યું છે તે પચાવીએ તો લેખકને સંતોષ થશે તથા રાષ્ટ્રહિતને વધારનાર કાર્ય પૂ. ગાંધીજીની દૃષ્ટિએ કર્યું ગણાશે.

"'ગીતા અને કુરાન' વાચકો સમક્ષ મૂકવાનો ઉદ્દેશ એ નથી કે અમે માત્ર બુદ્ધિને સંતોષવા ઇચ્છીએ છીએ, પરંતુ અમારી નેમ તો એ છે કે મનુષ્ય સત્યનું આચરણ કરવાની શક્તિ પ્રાપ્ત કરે. અમે ઇચ્છીએ છીએ કે આ બન્ને સદ્ગ્રંથોનું વાચન આચરણમાં ઉતારવાની દૃષ્ટિથી થવું જોઈએ. અમારી કામના છે કે આના વાચનથી પ્રભુ આપણને એવું બલ અર્પે કે જેથી આપણે આપણા વાડા, ન્યાતજાત, દેશ, ગામ તથા કૌટુંબિક સ્વાર્થબંધનોને ઉખેડી નાખી શકીએ. આ અંતરાયો આપણને એકબીજાને વેગળા રાખે છે, ને લડાવી મારે છે. આપણે સૌ એક છીએ એવું વિચારવું કે માની લેવું એટલું જ પૂરતું નથી; પરંતુ આવશ્યકતા એની છે કે આપણે આપણા વ્યક્તિગત તથા સામાજિક વ્યવહારમાંથી એ વાતો કે જે મનુષ્ય મનુષ્ય વચ્ચે ભેદ ઊભો કરે છે તેને દૂર કરીએ; ભલે પછી તે રીતરિવાજો હોય, કાયદાઓ હોય કે સાંપ્રદાયિક બંધનો હોય."

આ પુસ્તકના પ્રાસ્તાવિક લેખ—'દુનિયાના સર્વ ધર્મો એક છે'—ના અંતિમ ભાગમાંનો ઉપરનો ઉતારો માર્ગદર્શક છે. વિશેષ લખવાનું પ્રયોજન નથી. એકમેકને સમજવાની તથા સમાવવાની શક્તિ ઈશ્વર આપણને આપે એ જ પ્રાર્થના સાથે આ અનુવાદ સન ૧૯૫૦ના સર્વોદય પક્ષમાં થયો હતો તે હવે પ્રકાશને પામે છે.

ગોકુળભાઈ ભટ્ટ

# વિષયસૂચિ

# દુનિયાના સર્વ ધર્મો એક છે

જ્યારથી આ દુનિયા અસ્તિત્વમાં આવી અથવા જ્યારથી આ ધરતી ઉપર માનવ વસવા લાગ્યો, ત્યારથી દરેક મનુષ્યનું હૃદય બે જુદી જુદી દિશાઓમાં તણાતું રહ્યું છે. કયારેક સ્વાર્થ ભણી તો કયારેક પરોપકાર ભણી. બૂરાઈ અને ભલાઈ, પાપ તથા પુણ્ય આ બંને માર્ગોનાં ભિન્ન ભિન્ન નામો છે. કોઈ માનવ એવો નહીં મળે કે જેના દિલ ઉપર આ બંનેની અસર ન થઈ હોય. આ બંને માર્ગો મનુષ્યને પોતપોતા ભણી ખેંચતા જ રહે છે; અને આ જ ખેંચતાણ, આ જ અંદરનો ઝઘડો આ દુનિયાનો મોટામાં મોટો સંગ્રામ છે. આ યુદ્ધમાં સ્વાર્થને કે બૂરાઈને પોતામાંથી નિર્મૂળ ન કરી શકવું એ જ મોટામાં મોટી હાર છે, અને એનાથી પોતાની જાતને બચાવીને પવિત્ર બનવું એ જ મોટામાં મોટી જીત છે. આ જ રીતે બીજાંઓની ભલાઈને પોતાના હૃદયમાં સ્થાપિત કરવી એ જીત છે ને તેને સ્થાન ન આપવું એ મોટામાં મોટી હાર છે. આ વિજયને એટલા માટે મહાન માનવામાં આવે છે કે આની અંદર જ દરેક માનવની તથા આખા માનવ-સમાજની ભલાઈ સમાયેલી છે. તથા એમાંથી સમસ્ત દુનિયાની ઉન્નતિના તથા સુખચેનના માર્ગો મળી આવે છે. અને આને મોટામાં મોટી હાર એટલા માટે માનવામાં આવે છે કે

એથી માનવને વધારેમાં વધારે વિપત્તિઓ વેઠવી પડે છે અને આ જ માનવસમાજનાં ઘોર દુઃખોનું તથા અવનતિનું કારણ છે.

આ જીતમાં દુનિયાની ભલાઈ, અને આ હારમાં દુનિયાનાં દુઃખોનાં તથા પતનનાં મૂળ છે. જો આપણે માનવજીવન ઉપર ઊંડી દૃષ્ટિ નાખીશું તો સ્પષ્ટપણે દેખાઈ આવશે કે મનુષ્યો એકબીજા સાથે એવી રીતે સંકળાયેલા છે જેવી રીતે કે આપણા શરીરના અલગ અલગ અવયવો હાથ, પગ, આંખ, નાક અને કાન એકમેક સાથે જોડાયેલા છે.

આ જ પ્રમાણે દુનિયાની બધી વસ્તુઓ, અને ખાસ કરીને માનવીઓના સર્વ સમૂહો, પરસ્પર એવા અતૂટ અને ઘનિષ્ઠ સંબંધોથી બંધાયેલા છે કે એનાં મૂળભૂત લાભ તથા હાનિને જુદાં પાડી શકાતાં નથી. આપણે સૌ એક કુટુંબ-વત્ છીએ. પ્રેમ, એકબીજા પ્રત્યેનો સમભાવ, એકમેકની સેવા ઉપર એના પાયા સ્થિર છે; અને એનું નુકસાન એકબીજાની ઘૃણા કરવાથી કે લડવાથી થાય છે.

માનવની અંદરની લડાઈ કે જેનો ઉપર ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તેમાં જીત એટલી હદ સુધી થાય છે કે જેટલી હદ સુધી માનવ આ સત્યને પારખી લઈ શકે છે. મનુષ્ય જેટલા અંશમાં આ વાત સમજતો થઈ જાય તેટલા પ્રમાણમાં એને જણાશે કે પારકાના ભલામાં પોતાનું સાચું શ્રેય છે ને બીજાની અવનતિ પોતાની પણ બરબાદી છે.

આ રીતે મનુષ્યમાંથી પોતા તથા પારકાનો ભેદ ઓસરતો જશે; અથવા તો એમ કહીએ કે પોતાપણાનું

વર્તુલ મોટું થતું જશે અને પારકાપણાનો વિચાર ઘટતો તથા ક્ષીણ થતો જશે. એના હૃદયમાં એક એક કરતાં પોતાનું ગામ, નગર, પોતાનો દેશ તથા વધતાં વધતાં સારીયે પૃથ્વીના માનવીઓ સાથે પોતાપણાની ભાવના પ્રકટવા તથા જામવા લાગે છે. એને બીજાઓની ભલાઈમાં પોતાનું ભલુ, બીજાના પતનમાં પોતાનો વિનાશ, બીજાંઓનાં સુખોમાં પોતાનું સુખ, અને બીજાંઓનાં દુઃખમાં પોતાનું દુ.ખ દેખાવા લાગે છે. દુનિયાના સર્વ દેશોના સર્વ માનવીઓની આ વાતની સમજણમાં જ દુનિયાભરની સાચી શાન્તિ અને શાશ્વત સુખનો આધાર છે.

આ સમજણ માનવીમાં આવતાં ઘણી વાર લાગે છે. ખાસ કરીને પ્રજાઓમાં અને દેશોમાં આ વિચાર ઉત્પન્ન થવો અને તેને વિકસાવવો એ બહુ અઘરું કામ છે. આ માટે જ આ ખેંચતાણ મટવા પામતી નથી અને એના ચાલુ રહેવાથી દુનિયાને ઘણાં મોટાં નુકસાનો થાય છે. જ્યારે જ્યારે આ ખેંચતાણ વધી જાય છે અને મનુષ્યોમાં અણ-સમજ, સ્વાર્થ, તથા તૃષ્ણાતૃપ્તિનું જોર હોય છે ત્યારે ત્યારે અશાંતિ, અસુખ અને અવનતિ વધે છે; અને જ્યારે જ્યારે એકબીજામાં પ્રેમભાવ તથા સર્વના કલ્યાણની વૃત્તિ વધવા લાગે છે ત્યારે ત્યારે ચારે કોર શાંતિ, સુખ તથા ઉન્નતિ દેખાવા લાગે છે. દુનિયામાં પોતાપારકાનો ભેદ તથા વાડાઓ જેટલે અંશે વધવા લાગે છે, તેટલા પ્રમાણમાં સમાજ-આત્માના ટુકડે ટુકડા થવા લાગે છે, કજિયાઓ વધે છે, દુઃખ, ગરીબાઈ તથા બરબાદી ફાલવા લાગે છે. બીજા

શબ્દોમાં કહીએ તો એમ કહી શકાય કે બહારના લડાઈ-ટંટા માનવીની આ અણુસમજનું પરિણામ તથા માંહોમાંહેની ખેંચતાણનું જ પ્રતિબિંબ છે.

આ અણસમજ પ્રત્યે મનુષ્યોનું ધ્યાન ખેંચવાનું તથા એમને આ ખેંચતાણથી દૂર રહેવાનો રસ્તો બતાવવાનું કામ ધર્મોએ વધારેમાં વધારે કર્યું છે 'ધર્મ' શબ્દ સંસ્કૃત 'ધૃ' ઉપરથી થયો છે તેનો અર્થ ધારણ કરવું અથવા સાંધી દેવુ એવો છે, મનુષ્યોને જુદા પડતાં રોકે તેનું નામ ધર્મ. સસ્કૃત પુસ્તકોમાં ઠેર ઠેર ધર્મ શબ્દનો આ જ અર્થ આપવામાં આવ્યો છે. મહાભારતમાં કહ્યુ છે :

> "ધર્મ શબ્દ ધારણ કરવા સાથે સબધ ધરાવે છે, તેનો અર્થ સભાળી રાખવુ કે સાંધી દેવુ એવો છે ધર્મથી સૌ સાવધ રહે છે તથા મળતા રહે છે જે કાર્યથી સર્વ લોક એકમેક સાથે સકળાયેલા રહે તે જ સાચો ધર્મ છે સર્વના ભલા માટે ધર્મને વર્ણવવામા આવ્યો છે જે કાર્યથી સર્વનુ કલ્યાણ થાય તે જ મૂળમા ધર્મ છે કોઈ પણ પ્રાણીને દુ ખ કે નુકસાન ન પહોચે તેનુ ધર્મનુ વર્ણન છે જે કાર્યથી કોઈને પણ હાનિ ન પહોચે તે જ સાચો ધર્મ છે જે મનુષ્ય સૌનુ ભલુ ચાહે છે તથા સૌના કલ્યાણના કામોમા કાયા, વાચા ને મનસા મડયો રહે છે, હે જાજલે ! તે જ ધર્મને જાણવાવાળો છે"

'મજહબ' શબ્દનો અર્થ છે 'માર્ગ'. જે રસ્તો સૌની ભલાઈનો છે તે જ સાચો ધર્મ–મજહબ છે. કુરાનમા કહ્યુ છે :

> "સાચેસાચ તમે સૌ મનુષ્યો એક જ પ્રજાના છો, અને એક જ પ્રભુ તમારો માર્ગદર્શક છે, તેથી તેની પૂજા

કરો. લોકોએ પોતપોતાના વાડાઓ બાંધ્યા છે પણ સૌને એક જ પ્રભુ પાસે જવાનું છે" (અગ્નિગથા, ૯૨-૯૩)

એક વાર મહંમદ સાહેબને કોઈએ પૂછ્યું: "ધર્મ શું છે?" એમણે ઉત્તર વાળ્યો: "ધીરજથી સહન કરવું અને બીજાઓનું કલ્યાણ કરવું તે" (અહમદ)

એક બીજે સ્થળે ઇસ્લામના પયગમ્બરે કહ્યું છે:

"જો તું મોમીન (ઈમાનવાળો-ધર્મિષ્ઠ) થવા ચાહતો હોય તો તારા પાડોશીનું ભલું કર, અને જો તું મુસ્લિમ થવા ચાહતો હોય તો પોતા માટે જે સારું ગણે છે તેને જ સૌને માટે સારું લેખજે" (તિરમિઝી)

મહમદ સાહેબની એક બીજી ઉપદેશ-કથા છે:

"સકળ સૃષ્ટિ પ્રભુનું કુટુંબ છે જે આખા કુટુંબનું ભલું કરે છે તે પ્રભુને વહાલો છે" (બેહકી)

પથ, પથ, માર્ગ અને જાપાની તથા ચીની ભાષાઓમાં તો યા દો નો પણ મજહબના જેવો જ અર્થ છે. અંગ્રેજી શબ્દ 'રિલીજ્યન' જે ધાતુ ઉપરથી નીકળ્યો છે તેનો અર્થ છે 'બાંધવું'. જે વસ્તુ એકબીજાને બાંધી-સાંધી-સાંકળી રાખે છે તે જ છે ધર્મ (રિલીજ્યન)

આ રીતે ધર્મ, મજહબ કે 'રિલીજ્યન'ની મોટામાં મોટી આવશ્યકતા તથા તેનું મોટામાં મોટું કામ એ જ છે કે તે મનુષ્યમાત્રને આપસની ફૂટથી, લડાઈઝઘડાથી તથા ટંટાઓથી બચાવે, તેમને કુટુંબીજનોની પેઠે પ્રેમને દોરે બાંધી રાખે, તેમનામાં મેળ રાખે તથા પરસ્પર સાથે વ્યવહાર કરવાનો, રહેણીકરણીનો અને જીવન ગુજારવાનો તેમને એવો ઢંગ, એવો પથ, એવો સિદ્ધાંત તથા એવો નિયમ

દાખવે કે જેથી સૌનુ કલ્યાણ થાય તે નિયમ કે સિદ્ધાત સદાચારના અથવા સદ્‌ગુણના માન્ય સિદ્ધાતો છે જેનો દુનિયાના સર્વ ધર્માંએ તથા તેને સ્થાપિત કરનારાઓએ તથા ચલાવનારાઓએ આરભથી આજ સુધી એકમતે આગ્રહ રાખ્યો છે

મનુષ્યજીવનને આ સીધાસાદા મૂળભૂત સિદ્ધાત ઉપર ચલાવવા માટે સૌ ધર્માંએ જેનો આશ્રય લીધો છે તે શ્રેષ્ઠ પ્રકાર એવો છે કે જેથી એક ઈશ્વરમા, ખુદામા, અથવા 'ગૉડ'મા શ્રદ્ધા રહે આટલા બધા મોટા આ સસારનો, બ્રહ્માડનો ચલાવનાર કોઈ ને કોઈ જરૂર છે, કોઈ ને કોઈ એવી મહાન શક્તિ છે જેની સાથે આપણો સબધ છે અને જેના ભણી આપણે સૌ જઈ રહ્યા છીએ જે રીતે આ પૃથ્વીની તથા તેનાથીયે દૂર દૂર સુધીની બધી ગરમી તથા રોશની આ સૂર્યમાથી નીકળે છે તેવી જ રીતે આપણા પ્રાણનો, આપણી સર્વ ચેતનશક્તિઓનો, આપણા આત્મામા ભરેલી અદ્‌ભુત શક્તિનો પણ ક્યાક ને ક્યાક કોઈ ભડાર છે જ્યાથી તે સર્વે નીકળે છે આપણા પોતાના આત્માની લઘુતા, અશક્તિ તથા પરતત્રતા જ આપણને તે પરમ આત્માના અખૂટ સામર્થ્યની જાણ કરાવે છે સર્વે ધર્માંએ એ સ્વીકાર્યું છે કે ઈશ્વર—અલ્લાહ માનવની ટૂકી બુદ્ધિ તથા સમજણથી કેટલોયે ઊચો તથા દૂર છે સાથે સાથે દરેક ધર્મના યોગીઓ, સૂફીઓ, સતો, વલીઓ, ઋષિઓ તથા નબીઓ (દ્રષ્ટાઓ) વગેરેએ આ માટીની કાયા તથા ટૂકી બુદ્ધિની હદ વટાવીને પેલા અનહદની તથા અનતની

થોડીઘણી ઝાંખી કરવાનો દાવો કર્યો છે. બૌદ્ધ ધર્મ અથવા એવા બીજા ધર્મો કે જેને વિષે એમ મનાય છે કે તેઓ આ દુનિયાનો કોઈ સ્રષ્ટા છે એમ માનતા નથી તેઓ પણ સિદ્ધ, અરહંત અથવા બુદ્ધ (પ્રકાશિત) એવા કોઈ ને કોઈ રૂપમાં સર્વ મર્યાદાઓની તથા અશક્તિઓની ઉપર પૂર્ણ આત્મા, પરમ આત્મા, સર્વ આત્માને તો માને છે. પૂર્ણતાને પહોંચવાની કોશિશ કરવી તે જ મનુષ્યનો ધર્મ તથા તેની ફરજ છે એમ બતાવે છે ને ત્યાં સુધી પહોંચવા માટે પરોપકાર, સદાચાર અને સૌની સાથે ભાઈચારો રાખવાનું ખાસ જરૂરી ગણાવે છે. પરિણામ એ આવે છે કે આપણે એને કોઈ પણ મનગમતા નામે ઓળખીએ છીએ — ભગવાન, ઈશ્વર, પરમાત્મા, ખુદા, અલ્લાહ, અથવા ગૉડ; માત્ર એક પરમેશ્વરને માનવો, તેને જ સૌનો એકસરખો પાલણહાર લેખવો, તેના સેવકોરૂપે સૌ મનુષ્યોને પોતાના ભાઈ માનવા, અને સૌની સાથે મેળ, પ્રેમ તથા પરોપકારથી વર્તવું એ જ આ દુનિયાના સર્વ ધર્મોનો સાર છે.

એ પણ નિઃસંદેહ છે કે દુનિયાના સર્વ મોટા મોટા ધર્મોએ આ પૃથ્વીના કરોડો મનુષ્યોને સેંકડો તથા હજારો વર્ષો સુધી સાચે રસ્તે વાળ્યા છે. આજ સુધી કરોડો માનવીઓનાં હૃદય તથા મનને, એમના આત્માને સુખ તથા શાન્તિ દેનાર ચીજ ધર્મ કરતાં બીજી નથી મળી આવી. મનુષ્ય મનુષ્યમાં પ્રેમ પેદા કરનાર ધર્મ સિવાય અન્ય કોઈ તાકાત જગતમાં મળી આવતી નથી.

આજે આખી દુનિયામાં નાનામોટા સંપ્રદાયો, મજહબ, ધર્મ, પંથ તથા મત પ્રચલિત છે. આ સહુમાં છ ધર્મોની ખાસ ગણતરી છે. હિંદુ, યહૂદી, જરથોસ્તી અથવા પારસી, બૌદ્ધ, ઈસાઈ અને ઇસ્લામ. જ્યાં સુધી જાણ્યામાં છે ત્યાં સુધી આમાં હિંદુ ધર્મ સૌથી જૂનો તથા ઇસ્લામ સૌથી છેલ્લો — નવો છે. હિંદુ ધર્મને માનવાવાળાઓ હિંદુસ્તાન સિવાયના બહારના પ્રદેશોમાં અતિ અલ્પ સંખ્યામાં છે. દુનિયાભરમાં વધુ સંખ્યા ઈસાઈઓ તથા બૌદ્ધોની છે અને સૌથી ઓછી યહૂદી તથા પારસીઓની છે. ઇસ્લામને અસ્તિત્વમાં આવ્યે લગભગ સાડા તેરસો વર્ષ થયાં છે. એને માનવાવાળાઓની સંખ્યા આખી દુનિયામાં લગભગ ત્રીસ કરોડની છે. આ છ મોટા મોટા ધર્મોના છ મોટા ધર્મગ્રંથો છે. હિંદુઓનો ઋગ્વેદ, યહૂદીઓની તૌરાત, પારસીઓનો ઝન્દ અવસ્તા, બૌદ્ધોની ત્રિપિટક, ઈસાઈઓનું બાઈબલ અને મુસલમાનોનું કુરાન.

આ છ પવિત્ર ગ્રંથોને સાથે સાથે રાખીને જો શ્રદ્ધાપૂર્વક વાંચવામાં આવે તો એમાં દર્શાવેલ મૂળભૂત વાતો એકસરખી મળી આવશે. ક્યાંક ક્યાંક તો એમાંનાં કથા-વાર્તા, પ્રસંગો અને ભાગો મળતાં આવે છે. આ સર્વને તુલનાત્મક દૃષ્ટિએ વાંચનારને એમ લાગ્યા વિના નહીં રહે કે આ સર્વે ધર્મોનું મૂળ એક જ છે અથવા તો એમ લાગશે કે એક જ મહાવૃક્ષની વિસ્તરેલ આ સર્વ શાખાઓ છે; દરેક શાખા પોતપોતાના સ્થળકાળમાં સત્યની શોધ કરનાર કરોડો આત્માઓને શાંતિ, શીતળતા તથા આશરો

દેતી રહી છે. ઉપરના છયે ગ્રંથોમાં ઋગ્વેદ સૌથી જૂનો ગ્રંથ છે; અને કુરાન છેવટનો છે. તોપણ કુરાનના 'અન્નૂર' અધ્યાયમાં પરમાત્માની લીલા તથા સ્તુતિને વાંચતાંવેંત ઋગ્વેદની કેટલીક ઋચાઓ કે જેમાં ઈશ્વરની સ્તુતિ ગવાઈ છે, તેનું સ્મરણ થાય છે. કુરાનમાં ઈશ્વરનું સૌથી મોટું નામ 'અલ્લાહ' છે. ઋગ્વેદમાં ઈશ્વરનાં નામોમાંનું એક નામ 'ઇલા' છે જે સંસ્કૃતમાં 'ઇલ' ધાતુ ઉપરથી નીકળે છે અને જેનો અર્થ થાય છે ભજવું કે પૂજવું. ઋગ્વેદનું એક આખું સૂક્ત ઇલા નામે છે. આજથી ઓછામાં ઓછાં છ હજાર વર્ષ પહેલાંની સુમેરી સંસ્કૃતિ અને ત્યાંની બોલી ઈશ્વરને 'ઇલ'નામે ઓળખતી. આ ઉપરથી જ પુરાણા 'બાબિલ' (બાબ+ઇલ=અલ્લાનું દ્વાર) નગરનું નામ પડ્યું છે. યહૂદીઓની તૌરાતમાં તથા પારસીઓના ઝન્દ અવસ્તામાં આ નામ ઠેર ઠેર નજરે ચડે છે. જ્યારે હજરત ઈસાને શૂળી પર ચડાવવામાં આવ્યા ત્યારે તેમના મુખમાંથી 'ઇલોહી! ઇલોહી!' (હે મારા ઈશ્વર! હે મારા ઈશ્વર!) શબ્દો નીકળ્યા કહેવાય છે. 'તરજુમાનુલ કુરાન' નામના પોતાના ગ્રંથમાં મૌલાના અબુલ કલામ આઝાદે બતાવ્યું છે કે કલદાની, સુરિયાની અને બીજી પ્રાચીન ભાષાઓમાં ઈશ્વરનાં નામો આને મળતાં મળી આવે છે. જેવાં કે કલદાનીમાં 'ઇલાહિયા', ઇબરાનીમાં 'ઇલોહ' વગેરે. એક વાત સ્પષ્ટ છે કે અલ્લાહ નામ કોઈ ને કોઈ રૂપે ઋગ્વેદના સમયથી ઘણા દેશોમાં તથા ઘણી ભાષાઓમાં ચાલ્યું આવે છે. એવી જ રીતે કુરાનનો 'રબ્બ' ઋગ્વેદનો આખી

દુનિયાને પાળવાવાળો ‘ ? ’ છે કુરાનની સૌથી પહેલી પ્રાર્થના ‘अेह देनम्मेरातल मुस्तकीम’ (અમને સન્માર્ગે લઈ જા) અને ઋગ્વેદની ઋચા ‘अग्ने नय सुपथा’ એ એકમેકનુ ભાષાતર છે વેદોનાના ‘अेकमेवाद्वितीयम्’ અને ઇસ્લામમાના ‘वहदहूलाशरीकलहू’ બન્ને સમાનાર્થ છે એનો અર્થ એ છે કે ‘તે એક છે અને બીજો કોઈ ભાગીદાર નથી ’

આવી જ સ્થિતિ બીજા સર્વ ધર્મગ્રથોની છે કુરાનનો ‘ला अिलाह अिल्लाहु’ અથવા કલમ એ તૌહીદના ‘नाअिलाह अिल्लल्लाह’ શબ્દો અને ઝન્દ અવસ્તાના ‘नेस्त अजद मगर यजदान’ એ બધાય એકમેકના શબ્દાનુવાદો છે કુરાનમા ‘बिसमिल्लाहिर्रहमानिरहीम’ એક સો ચૌદ વાર આવ્યુ છે એનો અર્થ થાય છે ‘એ ભગવાનના નામ સાથે કે જે રહેમ કરવાવાળો છે અને દયાળુ છે’ ઈરાનના જરથોસ્તી વિદ્વાનો પોતાના ગ્રથોનો આરભ ‘बनाम यजदान वखशिश गिरदादार’ એ વાક્યથી શરૂ કરતા હતા બન્નેનો ભાવાર્થ એક જ છે

હવે આપણે એ જોઈશુ કે આ મોટા મોટા ધર્મોના પ્રવર્તકો પોતાની પહેલાના અને પછીના ધર્મો વિષે શા શા મતવ્યો ધરાવતા હતા એમના એ મતવ્યોનો વિચાર કરીએ છીએ ત્યારે આશ્ચર્ય થાય છે કે આ સર્વ મહાપુરુષો એ તથા પયગબરોએ ભારે સ્પષ્ટતાથી અને મક્કમતાથી દરેક ધર્મની સચ્ચાઈની ને ઉચ્ચાઈની જાહેરાત કરી છે, પણ એમને અનુસરનારાના કાન સુધી પણ એ સૂર નથી પહોચી શકતા નીચેના દૃષ્ટાંતોથી આ વાત વધારે સ્પષ્ટ થશે

શ્રીકૃષ્ણે ગીતામાં કહ્યું છે:

"જે માણસ ફાવતે રસ્તે ચાલીને ઈશ્વરને મેળવવાની કોશિશ કરે છે તેને ઈશ્વર એ જ માર્ગે મળે છે. મનુષ્યો જુદી જુદી દિશાઓથી ચાલીને પણ એ જ ઠબે ઈશ્વરના દર્શન કરે છે જે રીતે એક ગોળ ચક ઉપર ચારે બાજુએ ઊભેના માણસો જુદે જુદે ઠેકાણેથી કેંદ્ર સુધી પહોચે છે" (૪-૧૧)

પારસી ધર્મના પ્રસ્થાપક મહાત્મા જરથુષ્ટ્રે કહ્યું છે:

"દુનિયાના આજ પહેલાના ધર્મોને માનીએ છીએ, એ સર્વ ભલાઈ તરફ લઈ જનારા હતા." (યસના, ૧૬-૩)

ચીનનો મોટો જનસમૂહ પહેલેથી જ ભારતવર્ષના બુદ્ધ, ચીનના મહાત્મા લાઓત્ઝે તથા મહાત્મા કુંગફુત્ઝે એ ત્રણેને પોતાના ગુરુ, પીર ને માર્ગદર્શક માને છે. કુંગ-ફુત્ઝે તથા લાઓત્ઝે એ બન્ને ચીનના બે મોટા ધર્મોના પ્રવર્તકો હતા. કુંગફુત્ઝેએ કહ્યું છે:

"હુ પહેલાની વાતોને જ આગળ ચલાવી રહ્યો છુ, હુ કશીયે નવી વસ્તુ નથી બતાવી શકતો"

બુદ્ધદેવે કહ્યું છે:

"કેટલાયે બુદ્ધો મારા પહેલા આવ્યા ને કેટલાયે મારી પછી આવશે હુ પુરાણા પ્રકાશને જ પ્રમાણી રહ્યો છુ."

બૌદ્ધ અને જૈન ધર્મોના અનુયાયીઓ માને છે કે પ્રારંભથી તે આજ સુધી બુદ્ધ અને તીર્થંકરો થતા જ આવ્યા છે, તેઓ સંસારને એ જ સચ્ચાઈનો તથા ઊંચાઈનો રસ્તો દેખાડતા રહ્યા છે અને એ જ પ્રમાણે ચાલતું રહેશે.

ઇન્જિલમાં લખ્યુ છે :

"શુ કોઈ એવી વાત છે કે જેને વિષે એમ કહી શકાય કે એ નવી છે? આ સર્વ અમારાથી પહેલાના સમયથી ચાલતુ આવ્યુ છે દુનિયામા કોઈ ચીજ નવી નથી" (તૌરાત, કિતાબ વાએજ)

પયગબર ઈસાએ કહ્યુ છે

"હુ જૂના ધર્મોનો તથા પયગબરોના ઉપદેશોનો નાશ કરવા નથી આવ્યો, પરતુ હુ તેની પૂર્તિ સારુ આવ્યો છુ"

કુરાનમા લખ્યુ છે:

"સાચેસાચ અમે (અલ્લાહે) દરેક દેશમા પયગમ્બરો જન્માવ્યા છે જેમણે માનવસમાજને ઉપદેશ કર્યો કે પ્રભુનુ ધ્યાન ધરો તથા બૂરાઈથી બચતા રહો" (નહલ, ૩૬)

"સાચેસાચ તમારા આ સર્વ ધર્મો અથવા સપ્રદાયો એક જ ધર્મ અને એક જ સપ્રદાય છે અને તમારો સૌનો એક જ પાલણહાર છે એનુ જ લક્ષ રાખો પરતુ મનુષ્યોએ પોતાના ધર્મના આપસમા ભાગલા કર્યાં અને દરેક દળ પોતાના ભાગનાથી ફુલાતુ ફરે છે આ જ મોટી અણસમજ છે" (મોમેનૂન ૩, ૫૧-૫૪)

"સાચેસાચ જે લોકો એક ઈશ્વર તથા તેના પયગ બરોને નથી માનતા તથા પોતાના મતવ્યો પ્રમાણે ચાલવા ચાહે છે તેઓ જ ખરેખર કાફિર છે અને પ્રભુએ તેમને માટે નરકની સજા ઠરાવી રાખી છે" (નેસાય, ૧૫૦-૧૫૧)

"સાચેસાચ જે લોકોએ ધર્મના ભાગલા કર્યા છે અને જેઓ પોતપોતાના વાડા બનાવી બેઠા છે તેમની સાથે તમારો કોઈ સબધ ન હોઈ શકે" (ઇનામ, ૧૬૦)

"આ (કુરાન) તે સચ્ચાઈ છે. આ ગ્રંથ પહેલાંના ધર્મ-ગ્રંથોનું સમર્થન કરે છે (એટલે કે એ સર્વને સત્ય સાબિત કરે છે)." (બકરહલ)

"અને તમને (મહંમદ સાહેબને) કોઈ એવી વાત નથી કહી જે પહેલાંના પયગંબરોને ન કહી હોય." (હા–મીમ, ૪૩)

"પ્રભુએ સૌ માટે જુદાં જુદાં વિધિઓ તથા સાધનો બનાવ્યાં છે. જો ઈશ્વર ધારત તો સૌને માટે એકસરખા રીતરિવાજો–રસ્તાઓ બનાવત, પરંતુ પ્રભુએ જેને જે સાધન ચીંધ્યું છે તે દ્વારા જ તે પ્રભુને પરખે. આ માટે સંપ્રદાયોના ઝઘડાઓમાં ન પડો અને એકમેકની ભલાઈના કામની સ્પર્ધા કરો. સર્વને પ્રભુ પાસે પાછું જવું છે. તે વેળા જે જે વાતો અંગે તમારામાં મતભેદ છે તે તે પ્રભુ તમને સમજાવી દેશે." (માયદા, ૪૮)

આ ધર્મગ્રંથોમાં આવી અગણિત વાતો ભરેલી પડી છે. સત્ય વાત એ છે કે

फ़कत तफ़ावत है नाम ही का,
दरअस्ल सब अेक ही है यारो!
जो आबे साफ़ीकी मोजमें है,
अुसीका जलवा हुबाबमें है।

હે દોસ્તો! માત્ર નામનો જ ભેદ છે. મૂળમાં સર્વે એક જ છે. જે સ્વચ્છ પાણીની લહેરોમાં છે તેનો જ ઝગમગાટ પરપોટામાં દેખાય છે.

૨

દુનિયાના મુખ્ય મુખ્ય ધર્મોની એકતાનો ઉલ્લેખ આપણે ઉપરના ભાગમાં કર્યો છે. આ પ્રકરણમાં હિંદુ ધર્મના તથા ઇસ્લામના બે વિખ્યાત અને પ્રચલિત ગ્રંથો —

ગીતા તથા કુરાનની વાત કરીશું. આપણા દેશમાં આ બે ધર્મોના જ માનવાવાળા મોટી સંખ્યામાં રહે છે. ગીતા ક્યારે ને કેવી રીતે લખાઈ તથા હિંદુ ધર્મના ગ્રંથોમાં ગીતાનું સ્થાન ક્યાં છે તે ગીતાના વિવરણમાં દર્શાવીશું. તેવી જ રીતે કુરાન ક્યારે, કેવી રીતે, અને ક્યા સંજોગોમાં પ્રાપ્ત થયુ તથા તેનો પ્રભાવ જનતા ઉપર કેવો પડ્યો એ સર્વે કુરાનના વિવેચન સમયે દાખવીશું. ગીતા એ હિંદુ ધર્મનો ખાસ ગ્રંથ છે તથા ધર્મનો તે નિચોડ ગણાય છે એ વાત સુવિદિત છે. એ જ પ્રમાણે કુરાન પણ ઇસ્લામનો સર્વથી શ્રેષ્ઠ ગ્રંથ અને તેનો આધાર છે. દુનિયાના આ બંને પવિત્ર ગ્રંથોને સાથે રાખીને સદ્ભાવપૂર્વક વાંચવામાં આવે તો સ્પષ્ટપણે જણાઈ આવશે કે આ બંનેના ઉપદેશ તથા મૂળભૂત સિદ્ધાંતો એકસરખા છે. કેટલાંક દૃષ્ટાંતો અમે આગળ જતાં ટાંકીશું.

ભારતવર્ષમાં ગીતાનો તથા અરબ દેશમાં કુરાનનો ઉપદેશ જે સંજોગોમાં આપવામાં આવ્યો હતો તે એકબીજાને મળતા આવે છે. આર્યાવર્તમાં કૌરવો અને પાંડવો વચ્ચે મહાભારતનું યુદ્ધ થયું હતું; લડનારા એક જ કુટુંબના હતા તથા એક જ દાદાના પૌત્રો હતા. એ લડાઈમાં બંને પક્ષોમાં એકમેકના ભાઈ, મામા, કાકા, સાળા, બનેવી, સસરા વગેરે સગા હતા. એ જ પ્રમાણે કુરાનમાં મુસલમાન તથા ગેર-મુસલમાન વચ્ચેની લડાઈની જે વાત આવે છે તે અરબ દેશના એક જ મોટા તથા પ્રસિદ્ધ કુરેશ કુટુંબનાં સંતાનોની છે. ‘કુરેશ’ અને ‘કુરુ’ એ બંનેમાં માત્ર શાબ્દિક નહીં

પણ ઐતિહાસિક મળતાપણું છે. કૌરુશ અને કુરુ એ બન્ને નામો ઈરાનના ગ્રથોમા મળી આવે છે. ઈરાનના એક મોટા બાદશાહનુ નામ કૌરુશ હતું જેનુ અંગ્રેજી વિકૃત રૂપ, સાઇરસ થયુ ઈરાનીઓ પોતાના પુસ્તકોમા તેને 'કૌરુશ' તથા 'કુરુ' બન્ને રીતે લખે છે. કૌરવોના અને પાંડવોના એક અગ્રજનુ નામ 'કુરુ' હતું કૌરવ શબ્દ કુરુ ઉપરથી થયો છે મહાભારતના કુરુ અને કૌરવ, ઈરાનના કૌરુશ અથવા કુરુ અને અરબસ્તાનના કુરેશ એ ત્રણે નામોનુ મૂળ એક જ છે. ઇતિહાસની એ એક સત્ય ઘટના છે

જે રીતે કૌરવોએ પાડવો ઉપર જુદી જુદી જાતનો કેર વર્તાવ્યો તથા એમને દુ ખો દીધા, એમની મિલકત પડાવી લીધી, એમને ઘરથી તથા વતનથી બહાર કાઢી મૂક્યા, એમનાં ઘરોને આગ લગાડી તથા એમને ઝેર પાવાની પણ કોશિશ કરી તે જ પ્રમાણે મક્કાના કુરેશોએ મહમદ સાહેબને તથા તેમના સર્વ સગાંસબધીઓ કે જેમણે મહમદ સાહેબના ઉપદેશને કારણે જૂના ધર્મને છોડીને ઇસ્લામનો સ્વીકાર કર્યો હતો એટલે કે એક અલ્લાહ સિવાયના બીજા દેવદેવીઓની અથવા કાબાની જૂની મૂર્તિઓની પૂજા બધ કરી હતી, તે સર્વને લગભગ તેવી સર્વ યાતનાઓ આપી હતી મક્કામા કાબા એ હજારો વરસો પહેલાનું એક પુરાણું મદિર હતુ. કુરેશ એના પૂજારી–પડા હતા. તેર વર્ષ સુધી કુરેશોએ મહમદ સાહેબ તથા તેમનાં સાથી-સબધીઓ ઉપર એટલા બધા જુલમો વરસાવ્યા કે તેમનું મક્કામા રહેવુ અશક્ય થઈ ગયુ હતુ છેવટે મહમદ સાહેબને

પોતાને મક્કા છોડી મદીના ચાલ્યા જવું પડ્યું હતું. જે મુસલમાનો પહેલેથી મક્કા છોડી ગયા હતા તેઓ મદીનામાં પહોંચી ગયા. મદીનાના ઘણા લોકોએ ઈસ્લામ ધર્મ સ્વીકાર્યો હતો. મક્કાના કુરેશોએ અહીં પણ તેમનો પીછો પકડ્યો. એક તરફથી મક્કામાં બાકી રહેલા મહંમદ સાહેબના અનુયાયીઓને તથા ભાવિકોને સતાવવામાં આવતા હતા અને બીજી તરફથી એક મોટું લશ્કર લઈને મહંમદ સાહેબને તથા તેમના મળતિયાઓને માત કરવા મદીના ઉપર ચડાઈ કરી હતી. તે કાળ સુધી ઇસ્લામમાં દુશ્મનો વિરુદ્ધ પણ હથિયાર ઉગામવાની પરવાનગી ન હતી. એ તેર વર્ષોમાં કુરાનમાં જે વચનો એ વિષયનાં છે તે સર્વમાં "બીજાના જુલમોને ધીરજથી શાંતિથી સહન કરી લેવા" તથા "બૂરાઈનો બદલો ભલાઈથી આપવો" એ જ ઉપદેશાયું છે. (હામીમ, ૩૪, ૩૬; અલમોમેનૂન, ૯૬ વગેરે). જ્યારે કુરેશોએ પહેલી વાર મદીના ઉપર ચડાઈ કરી ત્યારે પહેલી વાર કુરાનમાં નીચેના શબ્દોમાં તલવાર હાથ ધરવાનું કહેવામાં આવ્યું:

> "લડાઈ કાજે જેના ઉપર ચડાઈ કરવામાં આવે છે તેમને લડાઈની પરવાનગી આપવામાં આવે છે, કારણ કે તેમના ઉપર આ જુલમ છે, અને આ નિઃસંદેહ છે કે અલ્લાહ તેમની મદદ માટે પૂરતો છે, આ રજા તેઓને આપવામાં

ગીતામાં કૌરવોને ધર્મભ્રષ્ટ તથા આતતાયી કહેવામાં આવ્યા છે (૧–૩૬). મનુસ્મૃતિ તથા બીજા ગ્રંથોમાં આતતાયી શબ્દ એ લોકો માટે વપરાયો છે કે જેઓ આગ લગાડે, ઝેર ખવડાવે, હત્યા કરે, લૂંટ ચલાવે અથવા એ રીતનાં બીજાં દુષ્ટ કૃત્યો આચરે. આ આતતાયીઓ માટે મોતની સજા ફરમાવવામાં આવી છે. મનુસ્મૃતિમાં લખવામાં આવ્યું છે :

"આતતાયી જો સામેથી આવતો હોય તો બીજો કશોય વિચાર કર્યા વિના તેને મારી નાખવો જોઈએ."

મુસલમાનો ઉપર અનેક પ્રકારના જુલમો જેઓ કરતા હતા તેવા મક્કાના કુરેશો માટે કુરાનમાં 'કાફિર' શબ્દ ઠેકઠેકાણે વપરાયો છે. એનો શબ્દાર્થ છે 'નગણો', 'કૃતઘ્ની'. મક્કાના આ 'કાફિરો' સાથે લડાઈ કરવાની પરવાનગી આપતી વેળા નીચેનાં ત્રણ કારણો આપવામાં આવ્યાં છે.

(૧) મક્કાના એ ભાઈઓ કે જેઓ ઇસ્લામ પ્રત્યે ભક્તિ રાખે છે તેમને તેઓ જુદી જુદી રીતે સતાવતા હતા (નેસાય, ૭૪).

(૨) એમણે ન્યાય વિરુદ્ધ મુસલમાનોને ઘરથી બહાર કાઢયા હતા કારણ કે મુસલમાનો એક અલ્લાહ સિવાય બીજાં કોઈ દેવદેવીની પૂજા કરવા ના પાડતા હતા (હજ્જ, ૪૦).

(૩) એમણે કશાય કારણ વિના મદીના ઉપર ચડાઈ કરીને ત્યાંથી પણ મુસલમાનોને નિર્મૂળ કરવાનું ઇચ્છયું હતું (હજ્જ, ૪૯).

આ સંબંધમાં એક બીજી વાત ધ્યાનમાં રાખવા જેવી છે. જે વેળા મક્કાનાં તથા મદીનાનાં સૈન્યો એકબીજાની

સામે આવી ઊભા રહ્યાં ત્યારે તેમાં પણ કૌરવ પાંડવોના સૈનામા હતુ તેમ બન્ને પક્ષે એકમેકના ભાઈ, કાકા, મામા, સસરા તથા આડોશીપાડોશીના સગાસબંધીઓ લડવા તૈયાર થયેલા દેખાયા.

જે રીતે ગીતામા અર્જુનનું હૃદય પોતાના સંબધીઓને યુદ્ધમાં ઊભેલા જોઈને દ્રવી ગયુ હતું અને અર્જુને એક વાર લડવાની પણ ના પાડી એ જ પ્રમાણે કુરાનમાં લડાઈની સમ્મતિ મળી ગયા પછી પણ કેટલાક મુસલમાનો લડાઈથી અલગ રહેવા ઇચ્છતા હતા. ગીતામાં શ્રીકૃષ્ણે અર્જુનને ઉપદેશ દીધો હતો:

> "તારા હૃદયની આ દુર્બળતાને છોડીને ઊભો થા તથા યુદ્ધ કર આ દુર્બળતા તને શોભતી નથી" (૨–૩)

ઉપર પ્રમાણે જ કુરાનમાં મુસલમાનોની કમજોરી તથા સંકોચને જોઈને આદેશ આપવામાં આવ્યો હતો:

> "તમને યુદ્ધની પરવાનગી આપવામા આવી છે અને તેથી આમ કરવુ ઠીક નથી લાગતું સભવ છે કે જે વાત તમને ઠીક ન લાગતી હોય તે તમારા હિતની નીવડે, અને જે તમને ભાવતી હોય તે તમારા અહિતની હોય . અને એવી તે શી વાત છે કે તમે અલ્લાહને પથે ચાલનારા અશક્ત અસહાય સ્ત્રીપુરુષ અને બાળકોના રક્ષણ માટે નહીં લડો, જેઓ એમ કહી રહ્યા છે કે હે પાલણહાર! અમને આ મક્કાથી બહાર કાઢ, અહીંના માનવીઓ અમારા ઉપર કેર વર્તાવે છે, અમને બચાવનાર તથા અમારી સહાયતા કરનાર મોકલ." (બકરહ, ૨૧૬, નેસાય, ૭૫, ૭૬)

જે પ્રમાણે શ્રીકૃષ્ણે અર્જુનને સમજાવ્યા હતા

"જો તુ લડાઈમા માર્યો જઈશ તો સ્વર્ગને પામશે ને જો તુ યુદ્ધ જીતશે તો પૃથ્વીનુ રાજ્ય ભોગવશે" (૨-૩૭)

તે જ પ્રમાણે મુસલમાનોને કુરાનમા કહેવામા આવ્યુ

"જે ઈશ્વરને રસ્તે લડતા લડતા મરી જાય કે જીતે, તેને અલ્લાહ બહુ મોટો બદલો આપશે" (નેસાય, ૭૪)

ગીતામા ધર્મ અને ન્યાય માટેની લડાઈને 'ધર્મયુદ્ધ' કહેવામા આવ્યુ છે કુરાનમા ધર્મરક્ષણાર્થે અને ન્યાય માટેના યુદ્ધને 'के़ताल फी सवीलल्लाह्' અથવા 'અલ્લાહને રસ્તે લડવુ' એમ કહેવાયુ છે.

બન્ને પ્રસગોમા છેવટે જીત તો તેની થઈ કે જેનો પક્ષ ધર્મનો તથા ન્યાયનો હતો અને બન્ને ઠેકાણે આ રીતે સતુધર્મને સ્થાપિત કરવામા મદદ મળી

અત્યાર સુધી અમે એ દર્શાવ્યુ છે કે ગીતાનો અને કુરાનનો ઉપદેશ સમાન સજોગોમા થયો હતો હવે અમે આ બન્ને ગ્રથોના સિદ્ધાતોની એકવાક્યતાનુ અવલોકન કરવા ઇચ્છીએ છીએ. આ માટે અમે ગીતા અને કુરાનમાથી કેટલાક ઉદાહરણો નીચે ટાકીએ છીએ વળી હિંદુ ધર્મના તથા ઇસ્લામના બીજા પુસ્તકો તથા તે તે ધર્મના ભક્તો, સૂફીઓની વાણીમાથી એવી વાતો રજૂ કરીશુ જેથી બન્ને ધર્મોની મૂળભૂત એકતા વધુ સારી રીતે સમજાઈ જશે

સૌથી પહેલા અમે ઈશ્વર અગેનો જ વિચાર કરીએ ગીતામા અને કુરાનમા ઈશ્વરને લગભગ એકસરખા શબ્દોમા વર્ણવવામા આવ્યો છે.

ગીતામા ઈશ્વરને કેટલેક ઠેકાણે 'ज्योतिषामपितज्ज्योति'

(૧૩ ૧૭) એટલે કે ‘પ્રકાશોમાનો પ્રકાશ’ અને ‘प्रभास्मि शशिसूर्ययो’ (૭–૮) એટલે કે ‘ચદ્ર અને સૂરજનો પ્રકાશ’ કહેવામા આવ્યો છે કુરાનમા અલ્લાને ‘नुरुनअला नूर’ (નૂર, ૩૫) એટલે કે ‘પ્રકાશ પર પ્રકાશ’ અને ‘नूरुस् समावाते वन अर्द’ (નૂર ૩૫) એટલે કે ‘ધરતીનો તથા આકાશનો પ્રકાશ’ કહેવામા આવ્યો છે

ઈશ્વરનો પરિચય કરાવતા ગીતામા કેટલેક સ્થળોએ કહેવામા આવ્યુ છે કે “જનસમાજને અધકારમાથી અજવાળામા લઈ જાય છે” (૧૦–૧૧) કુરાનમાયે અલ્લાહના વિષયમા કહ્યુ છે કે “તે લોકોને અધારામાથી પ્રકાશ ભણી વાળે છે” (બકરહ, ૨૫૭)

ઉપનિષદોમા ઠેકઠેકાણે ઈશ્વરની પ્રાર્થના કરતા “અમને તિમિરમાથી જ્યોતિ તરફ લઈ જા” (तमसो मा ज्योतिगमय) કહેવાયુ છે મહમદ સાહેબની એક પ્રખ્યાત પ્રાર્થના છે “હે અલ્લાહ! મને પ્રકાશ આપ”

ગીતામા ઈશ્વરને ‘विश्वतोमुखम्’ (૧૦–૩૩ તથા ૧૧–૬૧) ‘સર્વ તરફના મુખવાળો’ કહ્યો છે કુરાનમા ઉલ્લેખ છે “જે બાજુ તમે વળો ત્યા ઈશ્વરનુ મુખ છે” (બકરહ ૧૧૫)

ગીતામા ઈશ્વરને ‘सर्वलोकमहश्वरम्’ (૫–૨૯) ‘સર્વ લોકોનો માલિક’ કહી ઓળખાવવામા આવ્યો છે કુરાનમા પણ એને ‘रब्बुल आलमीन’ (ફાતેહા ૧) ‘સર્વ લોકોનો માલિક’ કહેવાયો છે

ગીતામાં ઈશ્વરને 'સત્ય' રૂપે વર્ણવવામાં આવ્યો છે (૧૭-૨૩); કુરાનમાં ઉલ્લેખ છે કે 'अल्लाहोअल हक्को' (હજ્જ, ૬૨) એટલે કે 'અલ્લાહ હક (સત્ય) છે.'

ગીતામાં ઈશ્વરનું નિરૂપણ કરતાં કહેવાયું છે કે "એના જેવો અન્ય કોઈ નથી" (૧૧-૪૩); કુરાનમાં કહ્યું છે કે "અને એના જેવો બીજો કોઈ નથી" (ઇખલાસ ૪). યજુર્વેદના શ્વેતાશ્વતર ઉપનિષદમાં ઉલ્લેખ છે કે "અન્ય કોઈ એની તોલે આવી શકે એમ નથી અને નથી એથી કોઈ ઊંચો."

ગીતામાં લખાયું છે કે "આ સકળ જગત ઈશ્વરથી વ્યાપ્ત છે" (૯-૪; ૧૧-૩૮) આવો જ ઉલ્લેખ ઈશોપનિષદમાં છે: "આ દુનિયામાં જે કાંઈ છે તે ઈશ્વરથી આવરાયું છે", એટલે કે ઈશ્વર સર્વમાં રમી રહ્યો છે. કુરાન પણ એ જ વાત કથે છે 'अिन्नहुवेकुल्ले शैं अिम्मुहीत' (હા મીમ, ૫૪).' અલ્લાહ સર્વ વસ્તુઓને ઘેરી રહેલો છે.'

"ઈશ્વર એ સર્વ પ્રાણીમાત્રનો આદિ, મધ્ય અને અંત છે" એમ ગીતા ભાખે છે (૧૦-૨૦).

ઈશોપનિષદ ઉચ્ચારે છે:

"તે ચાલતો છતાં ચાલતો નથી, તે દૂર છે, સમીપ છે; તે સર્વની અંદર તથા બહાર છે."

કુરાનનાં વચનો છે:

"તે (અલ્લાહ) જ સર્વનો આદિ છે, તે જ સૌનો અત છે; તે જ સર્વનો બાહ્ય છે, અને તે જ સૌનું અંતર છે. તે સર્વ વાતોનો જાણવાવાળો છે." (હુદૈદ, ૩)

ઈશ્વરને 'अक्षर' એટલે કે 'નાશ ન પામનાર' અને બાકીની ચીજોને 'क्षर' 'નાશ પામનાર' એવું ગીતાવાક્ય છે. (૧૫-૧૬)

કુરાને પણ તેવીજ વાત કહી છે.

"સર્વ વસ્તુઓ નાશવત છે, રહેવાવાળી એટલે અનાશવત જાત તો માત્ર એ પરમ તથા સનાતન અલ્લાહની જ છે." (રહમાન, ૨૬-૨૭)

ગીતામાં ઈશ્વરને 'अचिन्त्य' 'બુદ્ધિથી પર' (૩-૪૩) અને 'अनिर्वचनीय' એટલે કે જેનું શબ્દોમાં વર્ણન ન કરી શકાય તેવો કહ્યો છે. કુરાનનુ કથન છે: "મનુષ્યની આંખો જેને નથી પારખી શકતી" (અનઆમ, ૧૦૪).

ઈશ્વરના બીજા અનેક ગુણોનું વિવરણ ગીતામાં કરવામા આવ્યુ છે લગભગ તેવા જ ભાવવાહી શબ્દો કુરાનમાંથી મળી આવે છે.

ઈશ્વરના ગુણોના સંબંધમાં હિંદુ તથા મુસલમાન વિદ્વાનોએ જે મંતવ્યો રજૂ કર્યાં છે તે જોઈએ તો એકતાનું દર્શન વધારે સુભગ થશે. ગીતા કહે છે:

"આકાશમા હજાર સૂર્યનુ તેજ એકસાથે પ્રકાશી ઊઠે તો તે તેજ તે મહાત્માના તેજ જેવુ કદાચિત્ થાય" (૧૧-૧૨)

"હે સર્વવ્યાપી વિષ્ણુ! તમારો ઉગ્ર પ્રકાશ આખા જગતને તેજો વડે ભરી મૂકે છે અને તપાવે છે" (૧૧-૩૦).

ઈરાનના જાણીતા સૂફી શમ્સ તબરેજ અલ્લાહને સંબોધતા કહે છે:

"હે મારા નેત્રોનુ, બુદ્ધિનુ તથા પ્રાણનુ તેજ! મારા હૃદયાસન પર તુ જ રાજ્યી છે તારો પ્રકાશ એવો છે જાણે કે લાખો ચદ્ર તથા સૂરજ વગર આકાશે ઝળહળે છે તુ જ સ્થિર છે ને તુ જ ગતિમાનોની ગતિ છે, તુ જ એક રસ છે ને તુ જ અનેકરૂપી છે તુ જ નીચે તથા ઉપર છે તુ જ શરીર છે ને તુ જ પ્રાણ છે . હક્કે (સત્યે – અલ્લાહે) આગ લગાડી દીધી છે અસત્ય એમા ભસ્મ થઈ રહ્યુ છે તે અગ્નિ દ્વિધને ખાખ કરે છે પ્રભુ કરે, તે આગ માગ હૃદયમા વ્યાપી જાય"

મુંડક ઉપનિષદમાં આવે છે

"એના જ તેજથી આ સર્વ દુનિયા પ્રકાશવત છે, એના જ ઝગમગાટથી આ સર્વે ઝળહળે છે"

જે પ્રમાણે ગીતા તથા કુરાન ઇશ્વરને મનુષ્યની બુદ્ધિથી પર લેખે છે તે જ ભાવ એક મુસલમાન સૂફીએ દર્શાવ્યો છે·

खारिज अज अक्लो कयासो फहम जुमला खासो आम,
दूर अज हद्दे कि बाशद हीत ये अजकारे मा।

તે અમારી સૌની બુદ્ધિથી, અમારી કલ્પનાથી તથા સમજશક્તિથી પર છે, આપણે જે હદ સુધી વાત કરી શકીએ તેથીયે તે પર છે.

સામવેદના કેનોપનિષદમાં કહેવાયુ છે:

"ઇશ્વર જાણ્યો જાય એમ નથી એવુ જાણનાર જ જાણકાર છે એને જાણવાનો દાવો કરનાર સાચેસાચ એને જાણતો જ હોતો નથી, અને તેઓ જ જાણે છે કે જેઓ એને જાણવાનો દાવો કરતા નથી"

"ઇશ્વર સર્વે વસ્તુઓને આવરી રહેલો છે" એ વિચારને વધારે વિશદ કરતા એક મુસલમાન સૂફીએ કહ્યુ છે:

काबेमें कलीसामें हमने तो जहा देखा,
वं हस्ने वफा! तेरी तामीर नजर आयी

ગીતામા આ જ વિચારનુ આવર્તન થાય છે·

"ઇશ્વર સર્વ પ્રાણીઓના અતરમા વસેવો છે" (૧૮-૬૧).

ક્યાક ક્યાક એવો ઉલ્લેખ પણ થયો છે:

"ઇશ્વર ભક્તોના હૃદયમા વસેવો છે" (૧૦-૧૫)

"જે ભક્તિપૂર્વક મારી પૂજા કરે છે તે મારામા રહે છે અને હુ એમનામા વસુ છુ" (૯-૧૯)

મહંમદ સાહેબે કહ્યુ છે

"માનવનુ હૃદય અલ્લાહ માટે રહેવાનુ સ્થાન છે"

યજુર્વેદના શતપથબ્રાહ્મણમાં છે:

"ઇશ્વર દિલમા રહે છે તેથી જ દિલને 'હૃદય' કહેવામાં આવ્યુ છે"

મૌલાના રૂમીની મસનવી ફારસી ભાષાનું કુરાન કહેવાય છે.* તે મસનવીમા મૌલાના ભાખે છે:

"મહમદ સાહેબે કહ્યુ છે કે–અલ્લાહ ભાખે છે કે હુ ઉપર કે નીચે, ધરતી ઉપર કે ઊંચે આકાશમા ક્યાય સમાઈ શકતો નથી પણ હુ શ્રદ્ધાળુ ભક્તના હૃદયમા વાસ કરુ છુ. જેઓ મારી ભાળ કાઢવા ચાહે તેઓ મને ત્યા શોધી શકશે"

શિવસ્તોત્રમાં છે

"ન હુ કૈલાસમા કે વૈકુંઠમા વસુ છુ, મારુ રહેઠાણ ભક્તોનુ અંતર છે"

---

*मसनवीये मौल्वीये मानवी, हस्त कुरान दरजबाने पहल्वी

એક મુસલમાન સૂફીએ આ જ વિચારને નીચેના સુંદર શબ્દોમાં આલેખ્યો છે:

तु दर दिले मनस्तो दिले मन बदस्ते तु,
चू आईना बदस्ते मनो मन दर आईना

તે મારા દિલમાં છે ને મારુ દિલ એના હાથમા છે, જે રીતે દર્પણ મારા હાથમાં છે ને હું દર્પણમા છુ.

એક બીજો સૂફી લખે છે:

गाफिल तू किधर भटके है कुछ दिलकी खबर ले,
मीशा जो बगलमें है बुगीमें तो परी है।

ઈશ્વરની દિવ્ય વિભૂતિઓ તથા ઈશ્વરના 'વિરાટ રૂપ'નું વિધવિધ પ્રકારે વર્ણન ગીતામાં થયુ છે. સાતમા અધ્યાયમા શ્રીકૃષ્ણે કહ્યું છે:

"હે કૌન્તેય! હુ પાણીમાં રસ છુ, સૂર્યચંદ્રમા તેજ હુ છુ, સર્વ વેદોમા ૐકાર હુ છુ, આકાશમા શબ્દ હુ છુ, પુરુષોનુ પરાક્રમ હું છુ, પૃથ્વીમા સુગંધ હું છુ, અગ્નિમા તેજ હુ છુ, પ્રાણીમાત્રનુ જીવન હું છુ, તપસ્વીનુ તપ હુ છુ (૭, ૮–૯)

ગીતામાં જેને વિભૂતિઓ કહેવામાં આવે છે તેને સૂફી પુસ્તકોમાં ઈશ્વરનુ દર્શન કહેવાય છે ફારસી ભાષાના સૂફી પુસ્તક 'ગુલશને રાઝ'માં લખ્યુ છે:

"દુનિયાની સર્વ ચીજો તે એક પ્રભુના જુદા જુદા દર્શનો છે"

ગીતામાં જેને વિશ્વ કે વિરાટ રૂપ (અધ્યાય ૧૧ મો) વર્ણવવામા આવ્યું છે તેને ઇસ્લામી ગ્રંથોમા શકલે મુહીત

(વ્યાપક રૂપ) કહેવાયું છે અલ્લાહના આ પ્રકારના દર્શનને 'मराात्बअे अहातअे बुल्ली' કહેવાય છે.

મૌલાના રૂમીની 'મસનવી'મા લખ્યુ છે

"मन धन्द हा रा ल्ज्जतम् बादामहा रा रागनम्

"હુ જ મિષ્ટાન્નની મીઠાશ છુ હુ જ બદામમાનો ગર્ભ છુ, ક્યારેક હું સમ્રાટોનો મુકુટ બનુ છુ, ક્યારેક ચતુરોની ચતુરાઈ અને ક્યારેક ગરીબોની ગરીબી . " વગેરે

ગીતાનુ કથન છે·

"(યજ્ઞમા) અર્પણ એ બ્રહ્મ, હવનની વસ્તુ – હવિ એ બ્રહ્મ, બ્રહ્મરૂપી અગ્નિમા હવન કરનાર એ પણ બ્રહ્મ આમ કર્મની સાથે જેણે બ્રહ્મનો મેળ સાધ્યો છે તે બ્રહ્મને જ પામે" (૪-૨૪)

એક મુસલમાન સૂફીએ ઉપરના વિચારને નીચેના શબ્દોમા મૂકયો છે

खुद कूजा ओ खुद कूजा गरो
खुद गिले कूजा खुद रिन्द मुबूकश,
खुद बरसरे आकूजा खरीदार
बर आमद बेशिकस्तो रवा गुद

"તે પોતે જ પ્યાલુ છે, પોતે જ કુભાર, પોતે જ માટી અને પોતે જ તે પ્યાલાથી પીવાવાળો છે તે પોતે જ આવીને પ્યાલુ ખરીદે છે ને પોતે જ તેને તોડીને ચાલ્યો જાય છે"

ઈશ્વર અને સસારનો એકબીજા સાથે કેવો સબધ છે તે વિષે ગીતા ભાખે છે

"જે મને બધે જુએ છે અને બધાને મારે વિષે જુએ છે તે મારી નજર આગળથી ખસતો નથી, અને હું તેની નજર આગળથી ખસતો નથી. મારામાં લીન થયેલો જે યોગી ભૂતમાત્રને વિષે રહેલા મને ભજે છે તે ગમે તેમ વર્તતો છતાં મારે વિષે જ વર્તે છે." ( ૬, ૩૦–૩૧ )

ઈશુની બારમી સદીના એક જાણીતા મુસ્લિમ સૂફી ઉદ્દીન ઈબ્ન અરબીએ ગાયું છે:

"फला तनजुर औललहक्के' फन अरीहे अनिल खल्के
वलातनजुर औलल खल्के यतकुसूहों सेयल हक्के "

"તું ઈશ્વરને દુનિયાથી ભિન્ન ન દેખ અને આ દુનિયાને ઈશ્વર સિવાયની બીજી કોઈ ચીજનું રૂપ ન સમજ."

અત્યાર સુધી અમે એ પ્રતિપાદન કરવાનો પ્રયત્ન કર્યો છે કે ગીતામાં તથા કુરાનમાં ઈશ્વર ને અલ્લાહ વિષેની કલ્પના કેટલીક મળતી આવે છે. આવી જ જાતનાં બીજાં કેટલાંયે ઉદાહરણો ટાંકી શકાય એમ છે પણ તેનો વિસ્તાર જરૂરી નથી.

ઈશ્વરની આ કલ્પનામાંથી દ્વૈત અને અદ્વૈત વાદ (વહદતુશ્શુહૂદ તથા વહદતુલવજૂદ ) જન્મ્યો છે. હિંદુ શાસ્ત્રમાં જેને અદ્વૈત કહેવાયુ છે મુસ્લિમ તત્ત્વજ્ઞાનમાં તેને 'વહદતુલવજૂદ' કહેવાય છે. એવી જ રીતે દ્વૈતના સિદ્ધાંતને ઇસ્લામી ગ્રંથોમાં 'વહદતુશ્શુહૂદ' કહેવાય છે. અદ્વૈત એટલે

* કોઈક વિદ્વાનો 'વહદતુશ્શુહૂદ'ને 'દ્વૈત' નહીં પણ 'વિશિષ્ટાદ્વૈત' ગણે છે.

કે વહદતુલવજૂદનો અર્થ એ છે કે આ સૃષ્ટિમા જે કાઈ દેખાય છે અથવા અસ્તિત્વ ધરાવે છે તે મૂળ રૂપે ઈશ્વર જ છે, ઈશ્વર સિવાય અન્ય કાઈ છે નહીં આથી ઊલટુ આપણે જે કાઈ જોઈએ છીએ તે ભ્રમ–માયા જાળ છે આ જ વિચારને હિન્દુ વિદ્વાનો अहं ब्रह्म (હુ બ્રહ્મ છુ) અને 'सर्वं खल्विदं ब्रह्म' (આ સર્વ બ્રહ્મમય છે) તથા મુસ્લિમ સૂફી 'अनलहक' (હુ ઈશ્વર છુ) અને 'हमा ओस्त' (સર્વ ઈશ્વરરૂપ છે) દર્શાવે છે આથી વિરુદ્ધ દ્વૈત(વહદતુશ્શુહૂદ)નો અર્થ એ છે કે ઈશ્વરનુ અસ્તિત્વ અલગ છે અને ઇતર સર્વ ચીજો આ સૃષ્ટિમા જોઈએ છીએ તેની હયાતી જુદી છે આ સર્વ સરજાયુ છે પ્રભુથી પણ તે સર્વ ઈશ્વરથી ભિન્ન છે આ વિચારને મુસલમાન પડિતો 'हमा अज ओस्त' 'સર્વ વસ્તુ ઈશ્વરથી ઉત્પન્ન થઈ છે' એ રીતે દર્શાવે છે હિંદુઓમા તથા મુસલમાનોમા આ બન્ને વિચારસરણીના પડિતો મળી આવે છે એક ખાસ વાત એ જાણવા મળે છે કે દ્વૈતમત તથા અદ્વૈતમતવાદી હિંદુઓ જે રીતે ગીતાનો આધાર લઈ પોતપોતાનો મત પ્રતિપાદિત કરવા મથે છે તે જ રીતે મુસલમાન પડિતો પણ કુરાનમાથી પોતાના દ્વૈત અદ્વૈત મતની પુષ્ટિ પામવા પ્રયત્ન કરતા હોય છે

અમે આની તાત્ત્વિક ચર્ચામા ઊતરવા માગતા નથી અમે તો એટલુ જ બતાવવા ઇચ્છીએ છીએ કે આવી સૂક્ષ્મ વાતોમા ગીતાની તથા કુરાનની સ્થિતિ એકસરખી છે, એટલે કે બન્નેના વાચકો પોતાની સમજશક્તિ પ્રમાણે પોતાને ફાવતો અર્થ ઘટાવી લે છે

ગીતા કહે છે :

"જે એકનિષ્ઠ ભક્તિયોગ વડે મને સેવે છે તે આ ગુણોને વટાવીને બ્રહ્મરૂપ બનવાને યોગ્ય થાય છે." (૧૪–૨૬)

સૂફીઓના શબ્દોમાં ઈશ્વરમય થવું એને 'ફનાફિલ્લાહ'* કહેવાય છે.

ઈશ્વર વિષેના વિચાર પછી આવી રીતના પ્રશ્નો પણ ઉદ્ભવે છે: સૃષ્ટિ કેવી રીતે થઈ, આત્મા શું છે, પુનર્જન્મ થાય છે કે નહીં, અવતાર કોને કહેવાય છે, તેઓ પૃથ્વી ઉપર શા સારુ આવે છે, ધર્મ શું છે અને જુદા જુદા ધર્મો શા સારુ છે વગેરે. આવી રીતના અસંખ્ય પ્રશ્નો ઊઠે છે. એના ઉત્તરમાં ગીતામાં તથા કુરાનમાં સમાયલી મૂળભૂત એકતા સાબિત કરી શકાય છે. અમે અહીં પૂર્વકથિત સવાલોમાંના માત્ર ચાર પાંચ સવાલો જ લઈશું.

સૃષ્ટિની ઉત્પત્તિ અંગે ગીતામાં ઉલ્લેખ છે :

"ભૂતમાત્રની જન્મ પૂર્વેની અને મરણ પછીની સ્થિતિ જોઈ શકાતી નથી; તે અવ્યક્ત છે, વચ્ચેની સ્થિતિ જ વ્યક્ત થાય છે. આમાં ચિંતાનું શું કારણ હોય?" (૨–૨૮)

કુરાનનું જાણીતું વચન છે :

"અમે સૌ ઈશ્વરનાં છીએ અને એમાં જ ભળી જવાનાં છીએ" (બકરહ, ૧૫૬).

સૂફીઓએ આ વિચાર વધારે વિશદપણે દર્શાવ્યો છે. ઇસ્લામી ભાષામાં અવ્યક્તને અચિહ્ન ( બેનિશાન અથવા અદમ ) કહે છે. એક સૂફીની વાણી છે:

---

* મુફ્તી સૈયદ અબ્દુલ કયૂમ જાલંધરીએ પોતાના 'ગીતા અને કુરાન' નામક પુસ્તકમાં શ્રીકૃષ્ણને પોતાને ઈશ્વર કહેવાની બાબતમાં કહ્યું છે – કૃષ્ણજી માનવજીવનથી જુદા થઈને બ્રહ્મલીન સ્થાનથી બોલી રહ્યા છે જેવી રીતે કે ઇસ્લામના કેટલાક મોટેરાઓ લીનતાની હાલતમાં એવી રીતની વાણી કે જે માન્ય વચનોથી વિરુદ્ધ હોય છે તે ઉચ્ચારે છે.

दर अहम बूदेमाँ आखिर दर अदम साहेम रफ्त,
मी तमाशाओ जहा रा मुफ्त माँ बीनेम मा.

"આપણે અવ્યક્ત દશામાં હતા અને અંતે એ જ સ્થિતિને પામવાના છીએ. આની વચ્ચેનું નાટક આપણે મફતમાં જોઈ રહ્યા છીએ."

મૌલાના રૂમે કુરાનના ઉપર ટાંકેલ વચનને આધારે કહ્યું છે:

"सूरत अज़ बेसूरती आमद विरून्
बाज़ शुद किनाअीलै हे राजेअुन".

"સર્વ આકૃતિઓ અવ્યક્તમાંથી નીકળી છે અને પાછી એ સર્વ ઈશ્વર(નિરાકાર)માં મળી જવાની છે."

છાંદોગ્ય ઉપનિષદમાં

"આ સઘળું જે છે તે અવ્યક્ત ઈશ્વરથી જન્મ્યું છે. એમાં રમી રહેનાર જ આ સર્વને ચલાવે છે અને આખરે એમાં એ સમાઈ જાય છે."

આત્મા વિષે ગીતામાં લખ્યું છે:

"ન શસ્ત્રો એને છેદી શકે છે, ન અગ્નિ એને બાળી શકે છે, ન પાણી એને પલાળી શકે છે, ન હવા એને સૂકવી શકે છે." (૩, ૨૩–૨૪)

મૌલાના રૂમે પોતાની 'મનસવી'માં ગાયું છે:

"काविके तग्रअीर औमा के तन अस्त,
रूह बाकी आफ़ताबे रोशन अस्त,"

. . . . . . . . . . . .

"अज़ मर्गओ अन्देशी चू जाने बक़ादारी"

"દેહની અદલાબદલી થતી રહે છે પણ આત્મા એક સમાન હોય છે. . . . જો આત્મા સદૈવ ટકે છે તો મનુષ્યે મોતથી શા સારુ ડરવું?"

પુનર્જન્મ માટે ગીતામાં શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યુ છે:

"હે અર્જુન! મારા અને તારા જન્મો તો ઘણાયે થઈ ગયા. તે બધા હું જાણુ છુ, અને તુ તે નથી જાણતો" (૪, ૫)

કુરાનમાં પુનર્જન્મના સિદ્ધાતની વિરુદ્ધ કોઈ ઉલ્લેખ મળતો નથી. પણ કયાંક કયાંક કુરાનમાં એવાં વચનો મળી આવે છે કે જે પુનર્જન્મનુ પ્રતિપાદન કરતાં દેખાય છે. એવાં જ વચનોના આધાર ઉપર મુસલમાન વિદ્વાનોમાં પુનર્જન્મના વિષયમાં બે વિચારધારાઓ નીકળી છે. એક પક્ષમાં, બીજી વિપક્ષમાં. આ વચનોમાંનાં કેટલાંક નીચે પ્રમાણે છે:

"અલ્લાહે જ તમને જન્મ આપ્યો છે, તે જ તમને મૃત્યુ આપશે. વળી પાછો તે જ તમને સજીવન કરશે સાથેસાથ મનુષ્ય નગુણો છે" (હજ્જ–૬૬)

"અલ્લાહ બીમાથી તથા ગોટલીમાથી અકુર બહાર આણે છે. તે મૃતને જીવિત અને જીવિતને મૃત બનાવે છે. આ અલ્લાહના જ કાર્યો છે, તો તુ તેનાથી મુખ કેમ ફેરવે છે?" (અનઆમ–૯૬)

"અલ્લાહને કેમ અમાન્ય કરી શકો? તુ મરી ગયો હતો, તને પાછો જીવતો તેણે કર્યો છે, વળી પાછો તે તને મારી નાખશે અને જીવતો કરશે અને આખરે તો તુ તેની જ પાસે જશે" (બકરહ–૨૮)

"અને અલ્લાહે તને મરણાધીન બનાવ્યો, અને એ અશક્ય નથી કે તારા જેવા અનેકને જન્માવે અને તને એવી દશામા જન્માવે કે જેનુ તને ભાન ન હોય" (વાકે–૬૦)

આવાં વચનોને આધારે શિયા મુસલમાનોનાં ચોવીસ તડોમાંથી તેર તડ* પુનર્જન્મમાં માને છે. શિયાઓનાં આ તડો સિવાયના મૌલાના રૂમ, ઇબ્નુલતુફૈલ, ઇબ્નખાલદૂન, ઇમામ ગિઝાલી જેવા અન્ય મુસલમાન વિદ્વાનોએ તથા સૂફીઓએ પુનર્જન્મનો સિદ્ધાંત સ્વીકાર્યો છે. આ વિષયમાં માત્ર મૌલાના રૂમની કવિતામાંથી કંઈક ઉદ્ધૃત કરીએ છીએ:

"हम चो सब्ज़ा बारहा रोईदा अम,
हफ़्त सदहफ्ताद कालिब दीदार अम."

"હું ઘાસની પેરે વારંવાર જન્મ્યો છું. મેં સાતસો સિત્તેર દેહ અનુભવ્યા છે."

મૌલાના રૂમ આજના વિકાસવાદમાં પણ ઘણે અંશે માનવાવાળા હતા. એમની વાણીનો કંઈક અંશ નીચે ટાંકીએ છીએ. તેઓ પોતા વિષે લખે છે:

"अज़ जमादी मुर्दमो नामी शुदम
वज़ नुमा मुर्दम बहैवा सर ज़दम
मुर्दमज़हैवानिओ आदम शुदम
पस चे तरसम कैं ज़मुर्दम कम शवम
हमलये दीगर बमीरम अे बशर
ता बरारम अज़ मलायक बालोपर.
बारे दीगर अज़ मलक कुरबा शवम
मूचे अन्दर वह्म नायद आ शवम."

---

* રઝામિયા, કામલિયા, મન્સૂરિયા, હમારિયા, બાતિનિયા, કરામતિયા, જનાહિયા, ખિતાબિયા, મામરિયા, મૈમૂનિયા, મકન્નયા, ખલફિયા અને જનાબિયા (જુઓ 'ગીતા અને કુરાન' મુફ્તી સૈયદ અબ્દુલ કયૂમ જાલંધરી).

" હું પહેલાં માટી પથ્થરના રૂપમાં હતો; ત્યાંથી મૃત્યુ પામી હું વનસ્પતિની યોનિમાં આવ્યો. એ યોનિ બદલાવીને હું જાનવર બન્યો; જાનવર મટીને હું મનુષ્ય થયો. આ કારણે મને મરણનો શો ડર છે? મરવાથી હું કદીયે નીચે ઊતરતો નથી. આ વેળા જ્યારે હું મરી જઈશ ત્યારે હું દેવલોકનો એક દેવ બનીશ અને દેવ મટી જઈશ ત્યારે હું તેથી ઊંચી કક્ષાએ પહોંચીશ જેની હું કલ્પના કરી શકતો નથી."

અવતારો, પયગંબરો સર્વ ભાષાઓમાં, યુગોમાં જનતાને ધર્મનો માર્ગ બતાવવા માટે પૃથ્વી ઉપર અવતરે છે. આ જ વિચારને ગીતા તથા કુરાન પોતપોતાની રીતે પ્રકટ કરે છે. શ્રીકૃષ્ણ ગીતામાં કહે છે :

"જ્યારે જ્યારે ધર્મની પડતી થાય છે, અને અધર્મની ચડતી થાય છે ત્યારે ત્યારે હું નિશ્ચિતપણે સાધુઓના રક્ષણ સારુ, દુષ્ટોના નાશ માટે તથા ધર્મની પુનઃસ્થાપના કરાવવા કાજે જન્મ ધારણ કરતો રહું છું" (૪, ૭–૮).

કુરાનમાં કહેવાયું છે :

"દરેક પ્રજામાં પયગંબર અને ધર્મનો માર્ગ દેખાડનારા થયા કર્યા છે" (યૂનસ–૪૭ તથા રાદ–૭).

"અને જે પયગંબર જે પ્રજામાં મોકલવામાં આવે છે તેને તે પ્રજાની ભાષામાં સંદેશ આપીને મોકલવામાં આવે છે, જેથી લોકોને તે સ્પષ્ટ રીતે સમજાવી શકે" (ઇબ્રાહીમ–૪).

" અને આ પણ નિઃશંક છે કે તમારી (મહંમદ) પહેલાં પણ મેં (અલ્લાહે) દુનિયામાં પયગંબરો મોકલ્યા છે. . . . દરેક યુગ માટે જુદા જુદા ગ્રંથો છે. ઈશ્વર ધારે તેને રદ કરે છે

અને કાયમ રાખે છે. અને આ સર્વ ધર્મગ્રંથોની માતા પ્રભુ પાસે જ છે" (રાદ-૩૮-૩૯).

"હે મહંમદ ! આયેસાય અલ્લાહે તમને સત્યનો સંદેશો આપીને મોકલ્યા છે. જેથી તમે લોકોને ભલા કામનો બદલો ભલો મળશે તેવો શુભ સદેશ આપો તથા દુષ્ટ કૃત્યોના પરિણામથી જનતાને સાવધાન કરો. કોઈ પણ પ્રજા એવી નથી કે જ્યાં બૂરાં કામોનાં ફળની જાણ કરાવનાર ન મોકલાયો હોય" (મલાયકા-૨૪).

"અને અલ્લાહે જે કોઈ પયગંબરો મોકલ્યા છે તે એટલા માટે છે કે ભલાં કાર્યોનું પરિણામ ભલું આવશે તેવા શુભ સમાચાર આપે તથા ખરાબ કામોનાં પરિણામોની જાણ કરાવે. આ વાત જે માન્ય રાખી ભલું કામ કરે તેને કોઈ પ્રકારનો ડર નથી હોતો કે નથી હોતો તેને કશોયે શોક" (અનઆમ-૪૮).

હવે રહ્યો જુદા જુદા ધર્મોનો પ્રશ્ન. આ વિષે ગીતા ભાખે છે:

"જે લોકો મને જે રીતે શોધે છે તે રીતે હું તેમને મળું છું. સર્વ દિશાઓથી આવીને લોકો મને જ મળે છે" (૪, ૧૧).

કુરાનમાં આ જ વિષય અંગે કહેવાયું છે:

"અલ્લાહે સર્વ માટે નિરનિરાળા રીતરિવાજો તથા પૂજાવિધિઓ નિર્માણ કર્યા છે. અલ્લાહની ઇચ્છા હોત તો તમને સૌને એક જ ન્યાતના બનાવી દેત. પરંતુ અલ્લાહની ઇચ્છા હતી કે જેને જે માર્ગ દેખાડ્યો છે તે રસ્તે જ તે ચાલે; તેથી આ ભેદભાવોમાં ન પડો ને સત્કાર્યોની હોડ કરો. સર્વને આખરે અલ્લાહની સમીપ જવાનું છે" (માયદા-૪૮).

"દરેકની પોતાની દિશા છે, નમાજ સમયે તે તે બાજુ મોં ફેરવે છે. તેથી વાદવિવાદમાં ન પડીને ભલાઈ કરવામાં એકબીજાની સ્પર્ધા કરો. તમે જ્યાં હશો ત્યાં તમને સૌને અલ્લાહ ભેળવી દેશે, અલ્લાહ સર્વશક્તિમાન છે" (બકરહ–૧૪૮).

એક સૂફી વદે છે :

"हमा कस तालिबे यारन्द चे हुशियार चे मस्त
हमा जा खानअे शिश्क अस्त चे मसजिद ये कुनिश्त"

"શું ચતુર શું મત્ત, સર્વ એ જ પ્રીતમને શોધે છે.
શું મસ્જિદ શું મંદિર, સર્વ એનાં જ પ્રેમ આસનો છે."

પુષ્પદન્તાચાર્યે મહિમ્નસ્તોત્રમાં કહ્યું છે :

"પોતપોતાના સ્વભાવ અનુસાર ઈશ્વરની શોધ તથા સેવા કરનારા સીધા કે આડા અનેક માર્ગે જાય છે. પરંતુ સર્વ જણ એક જ દિશામાં જઈ રહ્યા છે જે રીતે સર્વ નદીઓ જુદે જુદે રસ્તે થઈને એક જ સમુદ્રમાં મળી જાય છે."

વળી એક સૂફી કવિ કવે છે :

"कुफ्रो अिसलाम दर रहत पोयां
वहदहू लाशरीक लह गोया"

"કુફ્ર અને ઇસ્લામ બન્ને એક ઈશ્વરને રસ્તે જઈ રહ્યા છે. બન્ને એક જ વાત કહે છે કે પ્રભુ એક છે, તેનો કોઈ જોટો નથી."

અત્યાર સુધી અમે જે કાંઈ લખ્યું છે તેથી ગીતાની તથા કુરાનની સમાનતા ઉપર પ્રકાશ પડચો છે. પણ તપાસ કરવામાં આવે તો એ પણ જણાશે કે આ બન્ને ગ્રંથોમાં કેટલીક વાતો એકબીજાથી વિરુદ્ધની પણ મળી આવે એમ

છે. આગળ ચાલતાં અમે એ બતાવવા ઇચ્છીએ છીએ કે દુનિયાના સર્વ ધર્મોમા અથવા તો ગીતા અને કુરાનમાં કોઈ પણ પ્રકારનો ભેદ દેખાડી શકાય એમ નથી. ખરી વાત એ છે કે તત્ત્વજ્ઞાનની વાતો અને ધર્મની સૂક્ષ્મતા વિષે ફાવે તેટલી ચર્ચા કરી શકાય એમ છે અને ઘણી ચર્ચા થઈ પણ છે. પણ આ સમારમાં આપણી મુખ્ય ફરજ શી છે, તે ફરજ અદા કરવા માટે શું કરવું જોઈએ, એના પાલનમાં નડતી મોટામા મોટી મુશ્કેલીઓ કઈ, આ અડચણો કઈ રીતે ટાળી શકાય, અને એનું નિવારણ થવાથી આ સંસારમાં વૃદ્ધિ પામવામાં, ભલા થવામાં, આવતા ભવને સુધારવામાં, ઈશ્વરની વધુ સમીપ જવામાં, મોક્ષ મેળવવામાં કઈ રીતે મદદ મળે છે,—આ મુદ્દા ઉપર દુનિયાના સર્વ ધર્મો સાધારણ રીતે, તથા ખાસ કરીને ગીતા તથા કુરાન એક જ વિચારધારા તથા એક જ માર્ગ દર્શાવે છે. હવે અમે દષ્ટાંતો દ્વારા જણાવીશું કે આ પ્રશ્નોના કેવા ઉત્તરો આ બન્ને પુસ્તકોમાંથી મળે છે.

સંસારમા આપણો પરમ ધર્મ કયો એવું ભાખનારાં ગીતાવાકયો નીચે પ્રમાણે છે:

"તે જ માણુસ પ્રભુ પામે પહોચી શકે છે જે કોઈ પ્રાણી સાથે વેર રાખતો ન હોય" (૧૧, ૫૫)

"મોક્ષ તેને જ મળી શકે છે, પાપ તેના જ ધોવાય છે કે જેના મનની શકા ટળી ગઈ હોય, જેણે ગર્વને જીત્યો હોય અને જે સદાય પરહિતકાર્યોમા મગ્ન હોય" (૫, ૨૫)

"સમજદાર આદમીએ નિસ્વાર્થભાવે બીજાનું હિત વાચ્છીને કામ કરતા રહેવુ જોઈએ" (૩, ૨૫)

"જે માણસ પોતાની પેરે સૌને પેખે છે, સર્વના સુખદુઃખને પોતાના સુખદુઃખ માને છે તે જ મહાન યોગી કહેવાય છે" (૬, ૩૨)

"સૃષ્ટિના આરંભમાં ઈશ્વરે યજ્ઞ દ્વારા સર્વ પ્રાણીમાત્રને ઉત્પન્ન કરીને તેમને કહ્યું કે આ યજ્ઞથી જ (એટલે કે એક બેની ભલાઈના કર્મોથી જ) ફૂલજો ફળજો અને આ ભલાઈના કર્મો જ તમને સારી સારી વસ્તુઓ અપાવનારા નીવડો" (૩, ૧૦)

"જે ભલો પુરુષ બીજાને ખવડાવીને શેષ રહેલું ભોજન કરે છે તે સર્વ પાપોથી છૂટી જાય છે અને જે પાપીઓ પોતા માટે જ રાંધે છે તેઓ પાપનું ભોજન કરે છે"(૩, ૧૩)

બીજાઓની સેવામાં તથા પરહિતના કાર્યોમાં લાગ્યા રહેવું એ પરમ ધર્મ છે આ વિષે માત્ર ગીતાએ જ નહીં પરંતુ હિંદુ ધર્મના અન્ય ગ્રંથોએ પણ ભાર મૂક્યો છે પુરાણમાં કહ્યું છે

"તુલસીમાળા ગળામાં રાખવી, વિશિષ્ટ પ્રકારનું તિલક કરવું, શરીરે રાખ ચોળવી, તીર્થાટન કરવું પુણ્ય ક્ષેત્રોમાં સ્નાન કરવું, હવન કરવો, જપ કરવો, અથવા મંદિરોમાંના ઠાકોરજીના દર્શન કરવા — આમાનું કોઈ કામ બીજાની ભલાઈ કરવામાં મંડ્યા રહેવા જેટલું ઊંચું નથી, ભલાઈના કામો જ માણસને પવિત્ર બનાવે છે"

વળી એક સ્થળે લખવામાં આવ્યું છે

"અઢાર પુરાણોમાં વ્યાસજીએ બે જ વાતો કહી છે તે આ છે બીજાનું ભલું કરવું એ પુણ્ય છે, બીજાને દુઃખ દેવું એ પાપ છે"

આ જ વિચારધારાને અનુસરતાં વચનો હિંદીમાં એક સંતે ઉચ્ચાર્યાં છે :

"चार वेद छै शास्त्रमें वात लिखी है दोय ।
दुख दीनें दुख होत हैं सुख दीने सुख होय ॥"

તુલસીદાસજીએ પણ ગાયુ છે :

"परहित सरिस धरम नही भाओ
परपीडा सम नहिं अधमाओ "

"હે ભાઈ! બીજાનું ભલુ કરવા સમાન બીજો કોઈ ધર્મ નથી અને અવરને દુઃખ દેવા સમાન બીજી કોઈ અધમતા નથી "

કુરાનમાં પણ આ જ વિચાર બોધનું આવર્તન કરવામાં આવ્યુ છે. કુરાનમાં 'अिन्नल्लाह् युहिब्बल मुहसनीन' (એટલે કે ખરેખર પ્રભુ તેને જ ચાહે છે જે બીજાની સાથે ભલાઈથી વર્તે છે.) આ વચન વારંવાર દેખા દે છે. આ જ ભાવાર્થનાં બીજાં વચનો નીચે પ્રમાણે છે:

"લોકોને કહો કે આવો હું તમને દાખવીશ કે અલ્લાહે તમને કઈ કઈ વાતો ન કરવાનુ કહ્યુ છે કોઈને અલ્લાહની જોડે ન બેસાડો – ગણો, માબાપની સેવા કરો, ગરીબીને કારણે પોતાના સતાનોને ન મારી નાખો, અલ્લાહ તમને તથા તેમને (સતતિને) ખાવાનુ આપે છે, કુમાર્ગથી વેગળા રહો, ભલે તે છતો હોય કે ગુપ્ત, ન્યાયના કારણ સિવાય કોઈની જીવહત્યા ન કરો, એણે (અલ્લાહે) આ સર્વ કર્મો કરવાનો આદેશ આપ્યો છે તદનુસાર તમે સમજો અને વર્તો "

"અને કોઈ અનાથના માલને હાથ ન લગાડો, – માત્ર એક અપવાદ સિવાય જ્યારે કે તમે તેની સગીર અવસ્થા

સુધીમા તેની માલમિલકતની દેખરેખ રાખવા માગતા હો જે વસ્તુ ભરો તે પૂરી ભરો, ને તોલો તે બરાબર તોલો અમે (અલ્લાહ) કોઈને એવુ કામ નથી સોંપતા જે તે ન કરી શકે, જ્યારે વાણી વદો ત્યારે તે સાચી બોલો, ભલેને તે પોતાના સગાસબંધીની વિરુદ્ધ જતી હોય, અલ્લાહે તમને જે કહ્યુ છે તેનુ પાલન કરો એણે આ સર્વ કરવાનો હુકમ આપ્યો છે, તમે તેને સારી પેઠે ધ્યાનમા રાખો "

"આ જ મારો (અલ્લાહનો) માર્ગ છે, આ જ સન્માર્ગ છે, એના ઉપર ચાલો બીજા બીજા રસ્તાઓ ઉપર ન ચાલો, કારણ કે તે તમને અલ્લાહના માર્ગથી દૂર લઈ જશે આ જ અલ્લાહનો આદેશ છે, કે જેથી તમે દુષ્ટતાથી બચી શકો " (અનઆમ–૧૫૨ થી ૧૫૪)

"હે ધર્માવલબીઓ ! અલ્લાહને ખાતર સીધા સરળ તથા સત્ય ને ન્યાયને માટે સાક્ષી દેનારા બનો જો તમારે કોઈની સાથે દુશ્મનાવટ હોય તો તે કારણે કોઈને અન્યાય થાય તેવુ કૃત્ય ન કરો, ન્યાયથી વર્તો, આ જ વસ્તુ પવિત્રતાની બહુ સમીપ છે, અલ્લાહના આદેશનુ હરહમેશ ધ્યાન રાખો, ખરેખર અલ્લાહ જાણે છે કે તમે શુ શુ કરો છો" (માયદા–૮)

"અમે (અલ્લાહે) લોકોને બે સ્પષ્ટ માર્ગો (ભલાઈના તથા બૂરાઈના) દાખવી દીધા છે પરતુ માણસ ચડાણના માર્ગથી બચવા ચાહે છે શુ તમે જાણો છો કે આ ચડાણનો માર્ગ કયો છે? તે રસ્તો આ છે–કોઈ ગુલામને બધનમુક્ત કરવો, અને કોઈ ભૂખ્યા અનાથ સગાને અથવા તો ધૂળમા લોટતા કોઈ પણ ગરીબ માણસને ભોજન આપવુ જે આવુ કર્મ કરે છે તે ધર્મનુ પાલન કરનાર વર્ગનો છે જેઓ એક બીજાને ધીરજ ધરવાની, અન્ય ઉપર દયા બતાવવાની સલાહ આપે છે તે જ લોકો જમણા હાથના સીધે રસ્તે જનારા છે,

આથી વિપરીત વર્તનારા અને આની વાતો ન માનનારા ડાબા હાથના – ઊંધે – રસ્તે જાય છે, એમના ઉપર આગ વરસે છે" (બલદ – ૧૦ થી ૨૦)

"પાયમાલી એની થાય છે જે તોલ વગેરેમાં ઓછું તોલે છે, તેઓ જ્યારે બીજા પાસેથી લે છે ત્યારે પૂરું તોલ કરીને લે છે પણ જ્યારે બીજાને ભરીને કે તોલીને આપે છે ત્યારે ઓછું આપે છે" (તતફીફ – ૧–૩)

"અલ્લાહની પ્રાર્થના કરો એની સાથે કોઈને ન જોડો, માબાપ, સગાસબંધી, અનાથ, નિર્ધન, પાડોશી સગો, અજાણ્યો પાડોશી, પ્રવાસનો સાથી, રસ્તે ચાલનારો અને જે તમારે આશરે છે તે સૌની સાથે ભલાઈથી વર્તો સાચેસાચ ભગવાન અહંકારીને તથા પોતાની બડાઈ હાંકનારને નથી ચાહતો" (નસાય–૩૬)

"શું તમે એવા મનુષ્યને દીઠો છે જે ધર્મને ખોટો ઠરાવે છે? ધર્મને જૂઠો ઠરાવનાર તે છે કે જે અનાથને રિબાવે છે અને ગરીબોને ખવડાવવામાં માનતો નથી નખ્ખોદ તેવાઓનું જાય છે જેઓ પ્રાર્થનાનું ખરું રહસ્યજ્ઞાન ખોઈ બેઠા છે અને માત્ર દેખાવ કરે છે અને દાનધર્મમાં હાથ પાછો ખેંચે છે" (માઊન ૧ થી ૭)

"અને જો તમે કોઈ પર બદલો લેવા લાગો તો એટલો જ બદલો લો જેટલો તમારી સાથે દુર્વ્યવહાર થયો હોય, પરંતુ તમે જો ધીરજપૂર્વક તે સહન કરી લો તો ધૈર્ય ધરનારને અંતે સારું જ ફળ મળશે, અને તમે ધૈર્ય જ ધરો પણ ધીરજ ધરવાનું અલ્લાહની મદદથી જ થઈ શકશે તમે બીજાની ચિંતા ન કરો અને એની ફિકર ન કરો કે તેઓ શી શી યુક્તિઓ યોજે છે ખરેખર અલ્લાહ તેની સાથે છે કે જે બૂરાઈથી

વેગળા છે અને બીજાઓની સાથે ભલાઈ કરે છે" (નહલ ૧૨૬ થી ૧૨૮).

કુરાનમાં તેનું જ જીવન સફળ માનવામાં આવ્યું છે કે જે

> "પોતે સંપન્ન હોય છતાં બીજાની જરૂરિયાતોને પૂરી પાડવાની કોશિશ કરનાર છે" (હશ્ર-૯).

દુશ્મનો સાથે ભલાઈ કરવાની બાબતમાં આવાં અનેક વચનો કુરાનમાંથી મળી આવે છે. એટલે સુધી કે સ્વધર્મના રક્ષણ માટે જેની સામે તલવારો ચલાવવાની આજ્ઞા કુરાનમાં આપવામાં આવી છે તેવાઓની સાથે પણ સાધારણ રીતે સારું વર્તન રાખવાનું આ રીતે વર્ણવાયું છે:

> "જો કોઈએ તમને અલ્લાહની પાક મસ્જિદમાં જતાં રોકયા તો તમે તે દુશ્મનીને કારણે મર્યાદા ઓળંગશો નહીં. એકબીજા સાથે ભલાઈ કરવામાં તથા પવિત્રતાપૂર્વકનું જીવન ગાળવામાં સહાયભૂત થાઓ. દુષ્ટ કાર્ય કરવામાં તથા બીજાને દુઃખ દેવામાં કોઈને મદદ ન કરો; અને અલ્લાહથી ડરીને ચાલો" (માયદા-૨).

જે રીતે હિંદુ સંત મહાત્માઓએ પોતાના ધર્મગ્રંથોમાંથી અને ખુદ કુરાને પરમ ધર્મ દાખવ્યો છે તે જ રીતે મુસલમાન પંડિતોએ તથા સૂફીઓએ પણ બતાવ્યું છે. અમે અત્રે માત્ર બેત્રણ દષ્ટાંતો જ આપીએ છીએ. એક મુસલમાન સૂફીનું કહેવું છે:

> "तरीकत बजुज खिदमते खल्क नेस्त
> बतस्बीहो सज्जाद ओ दल्क नेस्त"

"દુનિયાની એટલે કે અન્યની સેવા કરવા સિવાયનો બીજો માર્ગ પ્રભુ પામવાનો નથી. માળા ફેરવીને 'અલ્લાહ અલ્લાહ' કરવાથી, ચટાઈ બિછાવી નિમાજ પઢવાથી કે ગોદડી ઓઢી લેવાથી ઈશ્વર મળતો નથી."

શેખ સાદીએ ગાયુ છે:

"चू अज़ दर्द आज़ाद करदी कसे
वेह अज़ अल्फ रक्अत व हर मंज़िले"

"જો તું કોઈ એક પણ માણસનું દર્દ દૂર કરી દે તો તે મક્કાની હજ કરવા જાય ત્યારે હર મુકામે હજાર હજાર નિમાજ ભણવા કરતાં વધારે સારું કામ છે."

વળી એક સૂફીનું વચન છે:

"दिल वदस्त आवर की हज्जे अक्बरस्त
अज़ हज़ारा कावा यक दिल वेहतरस्त"

"કોઈના હૃદયને તેની સેવા કરી જીતી લે. આ જ હજ છે, હજાર કાબા કરતા એક દિલ ચડિયાતું છે."

આ રીતનાં અનેક દૃષ્ટાંતો દરેક દેશના તથા ધર્મના સંતમહતોના ઉપદેશોમાંથી ઉતારી શકાય એમ છે.

હવે સવાલ એટલો જ છે કે આ પરમ ધર્મનું પાલન કેવી રીતે થઈ શકે તથા તેને સહાયક કઈ કઈ વસ્તુઓનું ધ્યાન રાખવું જોઈએ.

ગીતા અને કુરાન બન્નેમાં કહેવાયુ છે કે દરેક કર્મ ઈશ્વરને નામે તથા તેને સમર્પીને કરવું જોઈએ.

ગીતામાં ઠેર ઠેર સર્વ કર્મો 'ઈશ્વરાર્પણ' (ઈશ્વરને માટે) કરવાનું કહ્યું છે (૩–૩૦; ૫–૧૦; ૯–૨૭).

કુરાનમાં પણ ઠેકઠેકાણે દરેક કર્મ 'फी सबीलिल्लाह' (બકરહ ૧૫૪ અને ૨૬૧; બરાઅત-૬૦) એટલે કે પ્રભુને માર્ગે અથવા ઈશ્વરને માટે કરવાનું કહ્યું છે.

ગીતા ભાખે છે:

"તુ જે કાંઈ કરે, જે કાંઈ ખાય, જે યજ્ઞ કરે, જે તપ કરે, તે સર્વ ઈશ્વરને માટે કર" (૯, ૨૭).

કુરાન ઉપદેશે છે:

"(હે પયગંબર!) નિવેદન કરો કે મારી નિમાજ, મારાં પૂજાપાઠ, મારું જીવન અને મારું મરણ તે સર્વ તે અલ્લાહને માટે છે જે સકળ બ્રહ્માંડનો પાલક છે" (અનઆમ-૧૬૩).

'અલ કૌલુલ જમીલ' નામના પંકાયેલા અરબી ગ્રંથમાં ઉલ્લેખ છે:

"અલ્લાહના માર્ગે ચાલનારો માણસ વાંચતાં, બોલતા, ખાતાં, પીતાં, ચાલતાં, ફરતાં સર્વ અવસ્થાઓમાં પોતાનુ અન્તર અલ્લાહ તરફ રાખતો રહે છે."

ગીતા અને કુરાન બન્નેનો આદેશ છે કે મનુષ્ય હર્ષ-શોક, સુખ-દુઃખ, જય-પરાજય, સફળતા-નિષ્ફળતા, અને સ્વકર્મોનાં પરિણામો એ સર્વ વાતોમાં નિર્મોહ થઈ ને કર્મને કર્મ સમજી પ્રવૃત્ત રહે. ગીતામાં આને નિષ્કામ કર્મ અને કુરાનમાં આને 'ઇખલાસ'નું નામ અપાયુ છે.

ગીતા પ્રબોધે છે:

"કર્મને વિષે જ તને અધિકાર છે, તેમાંથી નીપજતાં અનેક ફળોને વિષે કદી નહીં. કર્મનું ફળ તારો હેતુ ન હજો.

કર્મ ન કરવા વિષે પણ તને આગ્રહ ન હજો આસક્તિ છોડી યોગસ્થ રહી એટલે કે સફળતા નિષ્ફળતાને વિષે સમાન ભાન રાખી તુ કર્મ કર સમતા એ જ યોગ કહેવાય છે" (૨, ૪૭, ૪૮)

કુરાન ભાખે છે.

'પોતાના પાલનકર્તા અલ્લાહનુ નામ સ્મરો અને અન્ય સર્વ વસ્તુઓનો મોહ છોડીને એનામા જ ચિત્ત ચોટાડો" (મુઝ્ઝમ્મિલ-૮)

'તફસીર કબીર' નામના કુરાનના મહાભાષ્યમા ઇમામ રાઝીએ ઉપરના સૂત્રનુ વિવરણ કરતા લખ્યુ છે

"જે માનવી પોતાના રૂડા કામોનો બદલો ઇચ્છે છે અથવા તો ખરાબ કર્મોની સજાથી બચવા ચાહે છે તે નિર્મોહી ન કહેવાય અને જે પૂજાપાઠમા મડચો રહે અથવા તો જ્ઞાનની ઇચ્છા રાખે તે પણ કેવળ પ્રભુનુ જ ધ્યાન ધરી બેઠેલો ન કહેવાય હા પણ જેના પૂજાપાઠ અથવા જેના સર્વ કામો પોતા માટે તો નહીં જ પરતુ પ્રભુ માટે જ છે તેને જ આ સૂત્ર અનુસાર ઈશ્વરમા મન પરોવી રાખનારો કહી શકાય"

ગીતા કહે છે

"કર્મફળનો આશ્રય લીધા વિના જે મનુષ્ય વિહિત કર્મ કરે છે તે સન્યાસી છે, તે યોગી છે, જે અગ્નિનો અને ક્રિયા માત્રનો ત્યાગ કરીને બેસે છે તે નહીં" (૬, ૧)

મુસ્લિમ વિદ્વાન સૂફિયાન સૌરીએ લખ્યુ છે

"જાડા કપડા પહેરવા કે લૂખો રોટલો ખાવો તેને ત્યાગનુ નામ ન અપાય ત્યાગ તો તે વસ્તુ છે કે જેથી પોતાની ઇચ્છાઓને તથા કામનાઓને જીતી લેવાય" (શરહુલ મિન્નત)

ગીતામાં લખ્યું છે:

"જે મનુષ્ય કર્મોને બ્રહ્માર્પણ કરી આસક્તિ છોડી વર્તે છે તે જેમ પાણીમાં રહેલું કમળ અલિપ્ત રહે છે તેમ પાપથી અલિપ્ત રહે છે" (૫, ૧૦).

કુરાન કથે છે:

"જે માણસ અલ્લાહ ઉપર સર્વ છોડી દે છે તેને માટે ઈશ્વર પર્યાપ્ત છે" (તલાક-૩).

ગીતા કહે છે:

"સમતાવાન કર્મફળનો ત્યાગ કરીને પરમ શાંતિ પામે છે. અસ્થિરચિત્ત કામનાવાળો હોઈ ફળમાં લપટાઈને બંધનમાં રહે છે" (૫, ૧૨).

શાહ વલી અલ્લાહ દેહલવી કવે છે:

"हिजाबे वस्ल मतलूबस्त दिल बस्तन व मतलबहा
कि मन गर तर्क मतलबहा नमी करदम चे मी करदम"

"ઈશ્વર સિવાયની બીજી કોઈ વસ્તુમાં ચિત્ત પરોવવું તે પ્રભુ અને આપણી વચ્ચે અંતરપટ રાખવા બરાબર છે. જો આપણે આ સર્વ ચીજોથી મન ન વાળી લીધું તો કશુંયે કર્યું નથી."

અનાસક્ત થઈને માત્ર ઈશ્વરાર્પણ (ફી સબીલિલ્લાહ) કર્મો કરવામાં એટલે કે પોતાના કર્તવ્યપાલનમાં અડચણો શાથી આવે છે અને અડચણો કયા રૂપે આવે છે, આ પ્રશ્નો થોડાક ગહન છે. મૌલાના રૂમે આનો ઉત્તર એક કડીમાં આપ્યો છે:

"आफते औदर हवाओ शहवत अस्त
वरना ओजा शरवत अन्दर शरवत अस्त ॥"

"મારી આફત ઇચ્છામાં તથા કામવાસનામાં છે, નહીં તો આ દુનિયામા શરબત જ શરબત ભર્યું છે."

'મનુષ્યને પોતાની મરજી વિરુદ્ધ કઈ વસ્તુ પાપ કરાવે છે?' (૩, ૩૬) અર્જુનના આ પ્રશ્નનો ઉત્તર શ્રીકૃષ્ણ આ રીતે આપે છે

"રજોગુણથી ઉત્પન્ન થયેલો એ (પ્રેરક) કામ છે, ક્રોધ છે, એનુ પેટ જ ભરાતુ નથી એ મહાપાપી છે એને આ લોકમા શત્રુરૂપ સમજ" (૩, ૩૭)

કામક્રોધને કાબૂમાં લાવવાનો માર્ગ કયો? આ માર્ગ પણ ગીતા તથા કુરાનમાં એકસરખો જ દર્શાવવામા આવ્યો છે. પોતાની ઇન્દ્રિયોને વશ કરવી એ જ માર્ગ છે.

પોતાની ઇન્દ્રિયોને વશ કરવા માટે ઠેર ઠેર ભારપૂર્વક કહેવામાં આવ્યુ છે. ગીતા કહે છે:

"તેની મતિ શુદ્ધ અથવા સ્થિર રહી શકે છે જેણે પોતાની ઇંદ્રિયો ઉપર કાબૂ મેળવ્યો છે" (૨, ૬૧)

કુરાનમાં કહેવાયુ છે:

"અલ્લાહ ઇચ્છે છે કે તમારા ઉપર દયા કરે પરતુ જેઓ વાસનાઓની પાછળ પડયા છે તેઓ ઇચ્છે છે કે તમે પ્રભુમાર્ગથી ઊનટે રસ્તે ભમતા થાઓ" (નમાય–૨૭).

"જે વાસનામા રચ્યોપચ્યો રહેતો હોય તેના કરતા વધારે ભૂલેલો ભટકેલો માણસ બીજો કોણ હોઈ શકે?" (કેસસ–૫૦)

આ જ પ્રમાણે કુરાનમાં તે માનવીઓને

"કે જે પોતાના ક્રોધને પી જાય છે તથા માફી બક્ષે છે"

તેમને ખાસ કરીને 'અલ્લાના પ્યારા' કહેવામાં આવ્યા છે (આલ અમરાન–૧૩૩).

ગીતામાં લખવામાં આવ્યુ છે કે:

"નરકનાં ત્રણ દ્વાર છે – કામ, ક્રોધ અને લોભ. આ ત્રણેથી બચવું જોઈએ. આ ત્રણે આત્માનો નાશ કરનારા છે" (૧૬–૨૧).

કુરાનમાં ઇચ્છા અથવા વાસના માટે કેટલેક ઠેકાણે 'હવા' શબ્દ વપરાયો છે અને તેથી બચવાનું વારંવાર કહેવાયું છે. કુરાનમાં 'હાવિયા' એ એક નરકનું નામ છે (અલકારિયા–૯). "આ તે માણસોનું ઠેકાણું ગણાય છે જેનું ભલાઈનું પલ્લું હલકું અને બૂરાઈનું ભારે હોય છે" (અલકારિયા).

બૂ અલી શાહ કલન્દરે લખ્યુ છે:

"मर्द बायद ता निहद बर नफ़्स पा
बगुज़रद अज़ शहवतो हिर्सो हवा"

"તે મનુષ્ય ખરો છે જે પોતાના કામ, ક્રોધ અને લોભને જીતી લે છે."

મૌલાના રૂમ કહે છે:

"ख़श्मो शहवत मर्द रा अहवल कुनद
जिस्तकामत मर्द रा अबदल कुनद"

"ક્રોધ અને કામ મનુષ્યને અંધ બનાવે છે અને તેને તેના સાચા માર્ગથી અવળો લઈ જાય છે."

ઇસ્લામમાં ક્રોધને વર્જ્ય ગણ્યો છે અને ક્રુદ્ધ હાલતમાં કોઈ પણ ભલું કે બૂરું કામ કરવાની મનાઈ છે. આના દૃષ્ટાંતરૂપે હજરત અલીના જીવનમાં એક ખાસ પ્રસંગ આવે છે. એક યુદ્ધમાં તેમનો શત્રુ પરાજિત થયો; તેઓ એની છાતી ઉપર ચડી બેઠા અને તલવાર કાઢીને તેને મારવાની તૈયારીમાં હતા એટલામાં પેલો માણસ તેમના મોઢા ઉપર થૂંક્યો. તત્કાલ હજરત અલીએ તલવાર હાથમાંથી ફેંકી દીધી અને કહ્યું કે, “હવે હું તને નહીં મારું.” આટલું બોલીને તેઓ તેની છાતી ઉપરથી ઊઠી ગયા. પેલા માણસે ચકિત થઈ પૂછ્યું, “આપે મને કેમ જતો કર્યો?” હજરત અલીએ જવાબ આપ્યો, “હું ઇશ્વરને નામે લડી રહ્યો હતો, મારે માટે નહીં. તું જ્યારે મારા મોં ઉપર થૂંક્યો ત્યારે મને ક્રોધ વ્યાપ્યો હતો અને ક્રોધ એ વર્જ્ય છે. ગુસ્સામાં આવીને કોઈ કામ કરવું પાપ છે.”

પોતાની ઇંદ્રિયોને વશ કરવા માટે અનેક તપ સૂચવાયાં છે. આ તપના પ્રકાર પણ ગીતા તથા કુરાનમાં એક સરખા વર્ણવાયા છે. પરંતુ આપણે આની વિગતોમાં નહીં ઊતરીએ. ઇંદ્રિયોની સાથે સાથે પોતાના વિચારો તથા બુદ્ધિ ઉપર કાબૂ મેળવવો અને તેને શાંત તથા સ્થિર રાખવાનું કાર્ય એ પણ આ જ માર્ગની એક ઉચ્ચ શ્રેણી છે.

ગીતામાં કહેવાયું છે :

“બધે રાગરહિત રહીને જે પુરુષ શુભ અથવા અશુભ પામીને નથી હરખાતો કે નથી શોક કરતો તેની બુદ્ધિ સ્થિર છે. કાચબો જેમ સર્વ કોરથી અંગો સમેટી લે છે તેમ જ્યારે આ

પુરુષ ઇન્દ્રિયોને તેમના વિષયોમાંથી સમેટી લે છે ત્યારે તેની બુદ્ધિ સ્થિર થઈ છે એમ કહેવાય" (૨–૫૭,૫૮) *

ગીતામાં જેને સ્થિતપ્રજ્ઞ (સ્થિર બુદ્ધિવાળો) કહેવામાં આવે છે તેને કુરાનમાં તથા મુસલમાનોના બીજા ગ્રંથોમાં 'સલીમ અકલ'વાળો અથવા તો 'સલીમ કલ્બ'વાળો, અથવા 'કલ્બે મુતમઇન્ના' અથવા 'નફ્સે મુતમઇન્ના' કહેવાયો છે. 'સલીમ'નો અર્થ છે સિદ્ધ; અને 'મુતમઇન્ના'નો અર્થ છે સ્થિર; 'અકલ'નો અર્થ છે પ્રજ્ઞા કે બુદ્ધિ; 'કલ્બ'નો અર્થ છે અંતર કે મન અને 'નફ્સ'નો અર્થ છે ઇંદ્રિય.

કુરાનમાં ઠેર ઠેર તે માણસની પ્રશંસા કરવામાં આવી છે કે જેનું મન (કલ્બ) સ્થિર (સલીમ) હોય છે (રાદ – ૨૮; સાફ્ફાત – ૮૪).

મહંમદ પયગંબર સાહેબે એક ઠેકાણે ઉપદેશ્યુ છે:

"તે જ મનુષ્યનુ શ્રેય થશે કે જેના અતરને અલ્લાહે વિશ્રામ માટે પવિત્ર બનાવ્યુ છે, જેના મનને સ્થિર, જેની વાચાને સાચી, જેની ઇદ્રિયોને ભરોસાપાત્ર, જેની મનોવૃત્તિઓને અટલ, કાનને સાભળવા યોગ્ય અને આખને જોવા લાયક બનાવ્યાં હોય" (શોબુલ ઈમાન)

સલીમ શબ્દનું વિવરણ કરતાં એક મુસ્લિમ વિદ્વાન લખે છે:

"મનુષ્યના અતર ઉપર જ્યારે દુનિયાની ઇચ્છાઓની, સુખોની કે દુખોની અસર નથી થતી ત્યારે તે સ્થિર બને છે"

ગીતામાં ઉલ્લેખ છે :

"દુ:ખથી જે દુ:ખી ન થાય, સુખની ઇચ્છા ન રાખે અને જે રાગ, ભય અને ક્રોધથી રહિત હોય તે સ્થિરબુદ્ધિ મુનિ કહેવાય છે" (૨, ૫૬)

મનુસ્મૃતિ આનું સમર્થન કરે છે :

"જે માણસ કાંઈ પણ સાંભળીને, સ્પર્શીને, જોઈને, ખાઈને, પીને અને સૂંઘીને ખુશી કે દુ:ખી થતો નથી તેને જ જિતેંદ્રિય લેખવો જોઈએ"

ગીતામાં કથાયુ છે :

"જેની બુદ્ધિ સ્થિર થઈ છે, જેનો મોહ નાશ પામ્યો છે, જે બ્રહ્મને જાણે છે અને બ્રહ્મમાં પરાયણ રહે છે તે પ્રિય પામી સુખ માનતો નથી, અપ્રિય પામી દુ:ખ માનતો નથી" (૫, ૨૦).

કુરાન ભાખે છે :

"તમારા હાથમાથી જે વસ્તુ ચાલી ગઈ તેનો ઉદ્વેગ ન કરો અને અલ્લાહે જે આપ્યુ છે તેથી ફુલાઓ નહીં.." (અલહદીદ – ૨૩)

ઈરાકના બસરા શહેરમાં રાબૈયા નામે એક સૂફી બાઈ હતાં. સુલેમાનસુત જાફરે રાબૈયા બસરીને પૂછ્યું, "પ્રભુ ભક્તથી ક્યારે પ્રસન્ન થાય છે?" રાબૈયાએ ઉત્તર દીધો, "મનુષ્ય જ્યારે સુખ અને દુઃખ બન્નેમાં સમાન રીતે ખુશ રહે છે ત્યારે."

ઈરાનના એક સૂફીએ આ વિષે લખ્યુ છે :

"न शादी दाद सामाने न गम आवुर्द नुक्साने
ब पेशे हिम्मते मा हर चे आमद बूद मेहमाने"

"હર્ષથી વધીએ નહીં અને શોકથી ઘટીએ નહીં. અમારી હિંમત પાસે સુખ કે દુઃખ જે આવે તે મહેમાનની માફક આવતાં જતાં રહે."

મનુષ્ય જેમ જેમ પોતાની ઇંદ્રિયો ઉપર કાબૂ મેળવતો જાય છે, જેમ જેમ એનું મન શાંત થતું જાય છે, અને એની બુદ્ધિ સ્થિર થતી જાય છે તેમ તેમ તે પોતાને જાણવા તથા ઓળખવા લાગે છે. તેની સાથે સાથે તેનું આત્મબળ વધતું જાય છે અને તે ઈશ્વરની નિકટ પહોંચતો જાય છે.

ગીતા ભાખે છે:

"જે પોતાને ઓળખે છે, જેણે કામ ક્રોધ જીત્યા છે, જેણે મનને વશ કર્યું છે, એવા યતિઓને સર્વત્ર બ્રહ્મનિર્વાણ જ છે" (૫, ૨૬).

મહંમદ પયગંબર સાહેબે ફરમાવ્યું છે:

"જેણે પોતાની જાતને ઓળખી લીધી તેણે અલ્લાહને નીરખી લીધો."

શતપથબ્રાહ્મણમાં યાજ્ઞવલ્ક્ય જનકને ઉપદેશતાં કહે છે:

"પોતાના આત્માને ઓળખો, એથી સર્વ વાતોનું રહસ્ય સમજાશે. જીવનના કોયડાને ઉકેલવા માટે પોતાના આત્માને પારખી લેવો એ મોટામાં મોટું સાધન છે."

મૌલાના રૂમે ગાયું છે:

"हर के नफ़्से ख़ेश रा दीदो शनाख़्त
अन्दर ख़िस्तनमाले ख़ुद दो अस्पा ताख़्त."

"જે કોઈએ પોતાની જાતને પારખી લીધી તે ત્યાર બાદ પૂર્ણ બનવાની દિશામાં તીવ્ર ગતિએ ..."

બરાબર આ જ વાત યોગીરાજ યાજ્ઞવલ્કયે બૃહદારણ્યક ઉપનિષદમાં કહી છે.

હજરત અલીએ કહ્યું છે:

"હે માનવ! તારી દવા તારામાં જ છે, તેની તને ખબર નથી અને તારો રોગ પણ તારામાં જ ભરાયો છે તેને તું દેખતો નથી."

ગીતા કહે છે:

"મનુષ્યનો જીવાત્મા જ તેનો મિત્ર તથા શત્રુ છે. તે માણસનો જ આત્મા તેનો મિત્ર થઈ શકે છે જેણે આત્માને જીતી લીધો છે. અને જેણે પોતાના આત્માને નથી જીત્યો તેનો આત્મા તેનો દુશ્મન થઈ બેસે છે" (૬, ૫–૬).

કુરાનમાં કહેવાયું છે:

"તે જ માણસ પોતાનું શ્રેય સાધી શકે છે જેણે પોતાના આત્માને પવિત્ર બનાવ્યો હોય અને તે આદમી પોતાનું ભલું નથી કરી શકતો જેણે પોતાના આત્માની અધોગતિ કરી હોય એટલે કે પોતાને અપવિત્ર બનાવ્યો હોય" (શમ્સ–૯,૧૦).

મહંમદ પયગંબર સાહેબની એક પ્રખ્યાત પ્રચલિત ઉપદેશકથા છે:

"તમારો મોટામાં મોટો શત્રુ તમારો આત્મા છે."

જુન્નૂન ઇજિપ્તના એક મોટા સૂફી થઈ ગયા છે. એમણે એક સૂફી બાઈ માટે સાંભળ્યું કે તે પ્રભુની પરમ ભક્ત છે. જુન્નૂને તેની પાસે જઈ ઉપદેશ માગ્યો. ઉત્તર મળ્યો:

"પોતાની ઇન્દ્રિયોને કાબૂમાં રાખો, તથા પોતાના અંતરને દર્પણ પેરે સ્વચ્છ રાખો."

જુન્નૂને પૂછ્યું:

"બહેન! કાંઇક વિશેષ સંભળાવો."

તેને જવાબ મળ્યો:

"તમે તમારે માટે તમારા આત્માને જ પૂછો."

દુનિયાના સર્વ ધાર્મિક ગ્રંથોમાં પોતાનાં દિલને, ઇંદ્રિયોને તથા બુદ્ધિને કાબૂમાં લાવવાનું જેટલું આવશ્યક ને અનિવાર્ય બતાવવામાં આવ્યું છે, અને એની પ્રાપ્તિ માટે જે અન્વેષણ થયું છે તેટલું મહત્ત્વ બીજી કોઈ વસ્તુને નથી અપાયું; એટલે સુધી કે આ વસ્તુ એક નિરાળી વિદ્યા જ ગણાઈ છે. હિંદુઓ આ વિદ્યાને 'યોગ'ને નામે તથા મુસલમાનો 'સલૂક'ને નામે ઓળખે છે. જે મૂળભૂત સિદ્ધાંતનું અમે ઉપર વર્ણન કર્યું તેનું મંથન કરીને સાધુ, સંત, સૂફી, તથા ફકીરોએ તેમાંથી અમૃત અને મોતી કાઢયાં છે; આ વિદ્યાના હિંદુ તથા મુસ્લિમ ગ્રંથોમાં તે ભર્યાં પડયાં છે. આ ગ્રંથો ઉપર દૃષ્ટિ ફેંકતાં જે એકસરખી વાત મળી આવે છે, તે જોઈને આશ્ચર્ય થાય છે અને પ્રતીત થવા લાગે છે કે આ સર્વ એક જ અથવા એક જ જેવા સોતથી સીંચાઈ છે. દૃષ્ટાંતરૂપે અમે કેટલીક મળતી આવતી વાતો ઉદ્ધૃત કરીને આ ભાગ પૂરો કરીશું.

આ બન્ને પ્રકારોમાં ગુરુની અથવા પીરની અનિવાર્યતા ઉપર ખાસ ભાર મૂકવામાં આવ્યો છે. કુરાન અને ગીતા બન્નેમાં તે પ્રતિપાદિત છે.

ગીતા કહે છે:

"તે તું તત્ત્વને જાણનારા જ્ઞાનીઓની સેવા કરીને અને નમ્રતાપૂર્વક વિવેકથી ફરીફરી પ્રશ્નો કરીને જાણજે. તેઓ તારી જિજ્ઞાસા તૃપ્ત કરશે" (૪, ૩૪).

કુરાનમાં કહેવાયુ છે:

"તે માનવીના બતાવેલ માર્ગે ચાલો કે જે મારી ભણી આવે છે" (લુકમાન–૧૫).

મૌલાના રૂમે લખ્યુ છે:

"हर के ख्वाहद हमनशीनी बा खुदा
ऊ नशीनद दर हुज़रे औलिया"

"જે કોઈ પ્રભુની પાસે બેસવાની ઇચ્છા કરે છે તેને માટે એ જરૂરી છે કે તેણે ઈશ્વરના ભક્તોની સન્મુખ બેસવું."

સૂફી પુસ્તકોમાં 'ગુરુ'ને માટે મુરશિદ અથવા રહબર શબ્દો છે. એ જ પ્રમાણે બધા ગ્રંથોમાં ગુરુની આવશ્યકતા અને ગુરુને માનવાની વાત ઉપર ભાર મુકાયો છે. ઘણાંખરાં પુસ્તકોમાં ગુરુનું વર્ણન કરતાં કહેવાયુ છે કે તે સ્થિતપ્રજ્ઞ હોવો જોઈએ. મહંમદ સાહેબે પૂર્ણ ગુરુનો પરિચય આપતાં એક સ્થળે કહ્યું છે:

"જ્યારે તેનું દર્શન થાય છે ત્યારે પ્રભુ યાદ આવે છે."

હિંદુસ્તાનના કબીર તથા અન્ય સંત મહાત્માઓની બાનીમાં પણ સાચા ગુરુની આવશ્યકતા, એમની મહત્તા તથા એમના ઉપદેશાનુસાર વર્તન રાખવાનું ઠેર ઠેર કહેવાયું છે.

કુરાનમા એક સ્થળે ઉલ્લેખ છે કે હજરત મૂસા કે જેઓ પોતે પયગંબર હતા તેમને પણ એક સિદ્ધ ગુરુની જરૂર પડી હતી ગુરુએ તેમને ત્રણ વાર કસોટીએ ચડાવ્યા હતા ત્રણે વાર તેઓ નિષ્ફળ નીવડયા આખરે એ જ ગુરુ પાસેથી તેમને સત્ય જ્ઞાન પ્રાપ્ત થયુ (કહ્ક–૬૫–૮૨)

હિંદુ ધર્મગ્રથો આવા ઉદાહરણોથી ભરપૂર છે એ સર્વમા દાખવવામા આવ્યુ છે કે ગુરુ વિના યોગમાર્ગે જવુ ભયભરેલુ છે

ગીતામા કેટલેયે ઠેકાણે યોગનો ઉલ્લેખ કરવામા આવ્યો છે અને યોગના માર્ગો–સાધનોનુ વર્ણન પણ કરવામા આવ્યુ છે

ગીતા કહે છે

"ચિત્ત સ્થિર કરીને વાસના અને સગ્રહનો ત્યાગ કરીને, એકનો એકાતમા રહીને યોગી નિરતર આત્માને પરમાત્માની સાથે જોડે" (૬, ૧૦)

આ પછીના શ્લોકોમા વર્ણવવામા આવ્યુ છે કે યોગી પવિત્ર સ્થાન ઉપર ખાસ આસન વાળીને કેવી રીતે બેસીને પોતાના મનને કેંદ્રિત કરીને, નાકની દાડી ઉપર દષ્ટિ ઠેરવીને શાતચિત્ત થઈ ને ઈશ્વરમા રમમાણ થાય છે યોગનો શબ્દાર્થ છે મિલન યોગ એ ઈશ્વરનું મિલન કરવાનો સહુથી ચડિયાતો માર્ગ કહેવાયો છે

ઇસ્લામમા યોગને 'સલૂક' અને યોગીને 'સાલિક' કહે છે યોગ તથા સલૂક બન્નેનો અર્થ એક જ છે મહમદ સાહેબે એક ઉપદેશ કથાનકમા યોગીનુ શબ્દચિત્ર દોર્યું છે:

"પહાડની એક ગુફામા એકનો બેગીને જે અનાહ્નુ ભજન કરે છે" (અમૂ સઈદ ખઝરી)

સૂફીઓમા સલૂક (યોગ) તથા મગાકબે (સમાધિ)ના ઘણા રસ્તાઓ બતાવવામા આવ્યા છે આ માર્ગોને અભ્યાસ (શગલ) કહેવાયો છે આનુ અનુસરણુ કરનારા કુરાનના કોઈ ને કોઈ વચનનો આધાર લે છે આવી રીતના પચાસ કરતા વધારે માર્ગો સૂફી ગ્રંથોમાથી મળી આવે છે આ માર્ગો હિંદુ યોગમાર્ગોને મળતા આવે છે સૂફી યોગના એક પ્રકારનું નામ છે 'સુલતાન સુબીન' અથવા 'સુલતાન મહમૂદ' નાકની અણી ઉપર દૃષ્ટિ સ્થિર કરીને ટટાર બેસવાનું જે વર્ણન ગીતાના શ્લોકમા છે, તેવો જ પ્રકાર આ પણ છે કોઈક પ્રકારમા એવુ છે કે બન્ને ભવાઓની વચ્ચે ધ્યાન રાખવુ પડે છે જેને હિંદુ ગ્રંથોમા બ્રહ્મરન્ધ્ર કહે છે એક બીજો પ્રકાર છે હૃદયચક્રનો એટલે કે હૃદયના કેંદ્ર ઉપર ધ્યાન રાખવુ આ પ્રકાર વિષે એક આરબ સૂફીની વાણી છે

'अला वैज़ा कल्वका कुरा कनब तायर
फमन ज़ालि कर अहवाल फीवा तवल्लुद'

"પોતાના હૃદય ઉપર એ રીતે બેસ જે રીતે ચકલી પોતાના ઇંડા ઉપર બેસે છે આથી તારામા ચમત્કારી અવસ્થાઓ જન્મશે"

પ્રાણાયામ યોગની એક શાખાનું પરિણામ છે આનો ઉલ્લેખ ગીતામા ઘણી વાર થયો છે (૮, ૧૨, ૪, ૨૯–૩૦)

મુસલમાન સૂફી પ્રાણાયામને 'હબ્સે દમ' કહે છે. બન્નેનો અર્થ એક જ છે. ક્યાંક ક્યાંક આને 'હબ્સે નફ્સ' કહેવાય છે. શાહ વલીઉલ્લાહે પોતાના અરબી પુસ્તક 'અલકૌલુલ જમીલ'માં હબ્સે દમ પ્રાણાયામના પ્રકારોનું સવિસ્તર વર્ણન કર્યું છે અને તેઓ પુરવાર કરે છે કે તે કુરાનને મળતા આવે છે. જેવી રીતે હિંદુઓ પ્રાણાયામ કરતી વેળા ક્યારેક ક્યારેક ॐ શબ્દનું ધ્યાન ધરે છે તેવી રીતે મુસલમાનો 'અલ્લાહ'ના નામ ઉપર દિલને ચોંટાડે છે. આ પુસ્તકમાં અભ્યાસ(શગલ)ના જે પ્રકારો બતાવ્યા છે તેમાંથી એકને 'શગલે બિસાત' કહેવાય છે. હઠયોગની ખેચરી મુદ્રામાં જે રીતે આંખોને બંધ રાખીને જીભના ટેરવાને તાળવે લગાડવામાં આવે છે અને શ્વાસને માથાના મૂળમાં રોકવાનો પ્રયાસ કરવામાં આવે છે તેવી રીતનો જ આ પ્રકાર છે. આ પ્રકારનો અમલ કરવાનો તથા તેથી નીપજતાં પરિણામો ધીરે ધીરે કેવાં થાય છે તે 'અલકૌલુલ જમીલ' પુસ્તકમાં સારી પેઠે દર્શાવાયાં છે. એક બીજા સૂફી ગ્રંથ 'ઝિયાઉલ કુલૂબ'(હૃદયપ્રકાશ)માં પ્રાણયામના (હબ્સે દમના) ઘણા પ્રકારો નોંધાયા છે. આમાંના એક પ્રકારમાં શ્વાસ રૂંધીને દૃષ્ટિને બન્ને ભવાંઓ વચ્ચે રાખવાની વાત છે અને બીજા પ્રકારમાં દૃષ્ટિને અંતરિક્ષમાં સ્થિર કરવાની વાત છે.

યોગ(સલૂક)ની ખાસ વાત છે ચિત્તને બહારથી અંદર વાળવાની (યોગસૂત્ર).

ગીતા કહે છે :

"સર્વ ઇન્દ્રિયોનાં દ્વારો બંધ કરીને મનને અંદર રોકી રાખીને મનુષ્ય ઈશ્વરમાં પ્રીતિ જોડીને પરમગતિ( નિજાત-મોક્ષ ) ને પામી શકે છે" (૮, ૧૨-૧૩).

મૌલાના રૂમીની મસનવીમાં છે :

"चश्म बन्दो लब बे बन्दो गोश बन्द
गर नबीनी सिर्रे हक बर मन बेख़न्द"

"પોતાની આંખો, હોઠો તથા કાનો બધાંને બંધ કરી લે; પછી જો તને પ્રભુનું રહસ્ય ન સમજાય તો મારા ઉપર હસજે."

યોગ (સલૂક) ઉપરના હિંદુ કે મુસ્લિમ ગ્રંથોના અવલોકનથી એવું જણાય છે કે બંનેમાં એક જ પ્રકારના અભ્યાસની વાતો થઈ છે. ભાગ્યે જ કોઈ એવો અભ્યાસ-પ્રકાર હશે કે જે એકમાં હોય અને બીજામાં કોઈક ને કોઈક રૂપે ન હોય.

૩

આપણે ઉપર બતાવી ગયા છીએ કે સર્વ ધર્મોની તથા તેની સાથે સાથે ગીતાની અને કુરાનની મૂળભૂત વાતોમાં તથા માર્ગપ્રણાલીઓમાં કેટલું બધું સામ્ય ઊંડે ઊંડે રહ્યું છે. આનો અર્થ એ નથી થતો કે સર્વ ધર્મોના અનુયાયી-ઓમાં અથવા તો હિંદુઓમાં અને મુસલમાનોમાં કે જેઓ ગીતાને અને કુરાનને પોતપોતાના ધર્મગ્રંથો માને છે તેમાં એકતા અને પ્રેમ છે. આથી વિપરીત સ્થિતિ વરતાય છે. આ દુનિયામાં એક કુટુંબભાવના પોષવાને બદલે ધર્મ નાના વાડાઓ બાંધવામાં તથા વાડાઓમાં ઝઘડાઓ ઊભા કરવામાં

મદદરૂપ થાય છે. આ એક આશ્ચર્ય તથા દુઃખની વાત છે. પરંતુ આજ સુધી દુનિયા આ રોગનો પૂરેપૂરો ઉપચાર નથી કરી શકી.

આનું કારણ શું છે? મનુષ્યની કઈ કઈ વૃત્તિઓ એનું ભલુ બૂરું કરનારી છે, એણે કયા કયા મનોભાવોને દાબવા અને કયા કયાને પોષવા જોઈએ, મનુષ્યસમાજની સાચી વાત શી છે, એની ખાસ આવશ્યકતાઓ શી છે અને કઈ કઈ વાતોમાં વ્યક્તિગત મનુષ્યનું તથા સમસ્ત સમાજનું પરમ અને શાશ્વત સુખ સમાયુ છે, – આ અને આવી જાતના બીજા બધા પ્રશ્નોનો ઉકેલ એટલો ઊંડે જઈ કાઢવામાં આવે છે કે તેની ગહનતા સુધી સામાન્ય માણસ પહોંચી શકતો નથી. ધર્મસંસ્થાપકો જેવા અવતારી પુરુષો જ આવી રીતના ઉકેલો કાઢી શકે છે. આવા સાચા અને અણમોલ ઉકેલોને પોતાના જીવનમાં ઉતારવા માટે આ મહાન પુરુષો એટલા બધા ઊંચા અને વિકટ માર્ગે જાય છે કે જે રસ્તે સાધારણ માનવી જઈ શકતો નથી. રોગનિવારણ ન કરી શકવાનું કારણ પણ તે જ છે. સાથે સાથે આ વાત પણ એટલી જ સાચી છે કે એમણે બતાવેલ પંથ કે ઉકેલ સિવાય બીજી રીતે મનુષ્ય શ્રેયસ્, સાચી શાંતિ અને શાશ્વત સુખને પામી શકતો નથી. બાકી રહી આત્માની ઉન્નતિની વાત. આ માટે તો ધર્મમાર્ગો સિવાય અન્ય કોઈ રીત દુનિયામાં મળી આવી નથી.

આ ઉકેલ તે શો છે? આ ઉકેલ થોડાક સીધાસાદા, સ્પષ્ટ ને સુંદર સિદ્ધાંતોમાં સમાઈ જાય છે. તેને સરળતાપૂર્વક

વિચારી તથા સમજી શકાય છે. આ સર્વમાં મૂળભૂત વિચાર છે–એક ઈશ્વર હોવાનો. ગીતા અને કુરાન એના અસ્તિત્વની જીવતીજાગતી છબી પોતાના પાઠકો સમક્ષ રજૂ કરે છે. જો સૃષ્ટિનો સ્રષ્ટા તથા નિયંતા એક જ છે અને એના સિવાય બીજી કોઈ શક્તિ નથી, તો એની સૃષ્ટિનાં પ્રાણીઓમાં દ્વેષ, ક્રોધ, લડાઈઝઘડાનાં તોફાનો શા સારુ? શું આ સંઘર્ષો એવું સાબિત નથી કરતા કે એક ઈશ્વરને માનવાવાળા ખરા અંતઃકરણથી અને વિશ્વાસપૂર્વક તેવું માનતા નથી હોતા અને છતાંયે તેઓ પોતાને એક પ્રભુને માનનારા તથા એક જ ઈશ્વરને ભજનારા કહેવડાવે છે, અને પ્રભુમાર્ગે ઉપર ચાલવાનો દાવો કરે છે? દરેક દેશમાં તથા કાળમાં જે પુરુષો ખરેખર આત્મપ્રકાશ તથા આત્મબળ ધરાવે છે અને જેઓ સાધુ, સંત, ફકીર, સૂફી કહેવાય છે તેઓ સમાજની આવી હાલત જોઈ શકતા નથી. એક ઈશ્વરમાં માનવાવાળા પોતાના જીવનવ્યવહારમાં ઈશ્વરના આદેશોનું ઉલ્લંઘન કરે અને ઊલટું જ વર્તન રાખે ને દુઃખ ભોગવે તે સ્થિતિને આ મહાત્માઓ ચલાવી લઈ શકતા નથી. આ માટે જ દરેક સમાજમાં અને દરેક દેશમાં ધર્મમાં પ્રવર્તતા આ રાજરોગને દૂર કરવા માટે અવતારો, પયગંબરો તથા તીર્થંકરો જેવા અને એમને મળતા આવતા મહાત્માઓ, આત્મશક્તિધારીઓ જન્મે છે કે જેઓ માનવસમાજને પ્રભુ તથા સત્‌ધર્મ તરફ લઈ જવાના અથાક પ્રયત્નો કરતા રહે છે. આ પ્રયાસોથી રાજરોગ દૂર થાય કે ન થાય પરંતુ આવા મહાત્માઓ જનસમાજના પ્રગતિ–ઉન્નતિકાર્યમાં નવચેતન રેડે છે.

આ મહાત્માઓ — ઉન્નત જ્યોતિર્ધરો — બે મોટાં કામ પાર પાડે છે. એક બાજુથી તેઓ ઈશ્વરનું સત્યરૂપ, ઈશ્વરદર્શનના સ્વાનુભવની ઝાંખી જનતાને કરાવે છે જેથી લોકો પ્રભુના સાચા ભક્ત બને; બીજી બાજુથી તેઓ એવા જૂઠા રીતરિવાજો, પૂજાપાઠના વિધિઓ, અન્યાય અને સ્વાર્થ કે જેથી સેંકડો ગોરખધંધા પ્રચલિત થાય છે તેને પોતાની આધ્યાત્મિક જ્વાલામાં ભસ્મીભૂત કરી દેવાની કોશિશ કરે છે. તેઓ પરસ્પરનાં જુદાઈ તથા દ્વેષ કે જેને પરિણામે ક્રોધ તથા લડાઈ થાય છે તેને દૂર કરે છે જેથી માનવસમાજ એકમેકને ચાહનારો થઈ એક કુટુંબ રૂપે રહે અને આપસના નાનામોટા ટંટાઓ કે જેથી સમાજનો નાશ થતો રહે છે તે જડમૂળથી નષ્ટ થાય તેના પ્રયાસો કરે છે.

આપણા દેશમાં પણ ઈશ્વરભક્તોની પરંપરા ચાલુ રહી છે. કબીર, દાદુ, તુકારામ, નાનક, ચૈતન્ય, મુઈનુદ્દીન ચિશ્તી, બાબા ફરીદ, મીરાં, નિઝામુદ્દીન ઓલિયા, રૈદાસ, બુલ્લેશાહ આ સર્વે ભક્તમાળાનાં અણમોલ રત્નો છે. એમણે ઈશ્વર એક હોવાના સિદ્ધાંતની ગહનતા ઉપર વધારેમાં વધારે પ્રકાશ પાડયો છે. ધર્મને નામે જે અન્યાયો તથા અવળાઈઓ ચાલે છે તેની વિરુદ્ધ છડેચોક કડકમાં કડક ભાષામાં કહ્યું છે. આ સંતોની વાણીનું પાન કરવાથી મનુષ્ય માત્ર ઉચ્ચ સિદ્ધાંતોને સમજતો નથી થતો, પરંતુ સત્યજીવન તરફ, પરસેવા તરફ તથા અધ્યાત્મ જ્ઞાન તરફ તે દોરાય છે. આ સંતોમાંના બેચારની વાણીમાંથી દષ્ટાંતો નીચે આપીએ છીએ જેથી મનુષ્ય અને સમાજ વચ્ચેના

સંબંધોનું સ્પષ્ટીકરણ થશે. આથી એક બીજી વસ્તુની પ્રતીતિ થશે કે એક ઈશ્વરમાંની સત્યનિષ્ઠા મનુષ્યને મનુષ્ય બનાવવામાં તથા સમાજને સુખ તથા શાન્તિ પ્રદાન કરવામાં કેટલી બધી સહાયક છે. બાહ્ય રીતરિવાજો માનવને લોહશૃંખલામાં જકડી રાખે છે અને આ નાનામોટા રિવાજો અન્યાયને રસ્તે આપણને લઈ જાય છે, ક્લેશ કરાવે છે તથા સમાજની પ્રગતિને રોધે છે. હવે આપણે થોડાંક દૃષ્ટાંતો અવલોકીએ.

નીચે જણાવેલ વચનોથી કબીર સાહેબે માત્ર ગીતાની અને કુરાનની જ એકતાનું નહીં પરંતુ હિંદુ તથા મુસ્લિમ જીવનની સળંગ એકતાનું તાદૃશ ચિત્ર દોર્યું છે. ખાનપાનના, ઊંચનીચના, લગ્નસગાઈના, પૂજાપાઠ આદિના જે ભેદો મનુષ્યોને એકમેકથી અલગ રાખે છે તેવા ભેદ પ્રકારથી કબીર સાહેબનું હૃદય હલમલી ઊઠે છે. તેઓ આ ભેદભાવોના દુઃખને નિરનિરાળી ઢબે શર સમા શબ્દોમાં વર્ણવીને સાંભળનારને વેધે છે. પોતાના સમયના હિંદુ મુસલમાનોને દૃષ્ટિ સમક્ષ રાખીને તેઓ ગાય છે:

"भाजि रे ! दुवि जगदीश कहा ते आया, कहो कौने भरमाया,
अल्लह, राम, करीमा, केशो, हरि हज़रत, नाम धराया,
गहना अेक कनक ते गहना जिनि मह भाव न दूजा,
कहन मुनन को दोंजु कर थापिन, अिक नमाज अेक पूजा.
वही महादेव वही मुहम्मद, ब्रह्मा आदम कहिये,
को हिन्दूको तुरुक कहावे, अेक जिमी पर रहिये
वेद कतेव पढ़ै वै कुतवा, वै मुलना वै पाडे,
वेगर वेगर नाम धरावे, अेक मिटियाके भाडे.
कहहिं कवीर वै दूनो भूले, रामहिं किनहु न पाया,
वै खस्सी वै गाय कटावें वादहिं जनम गंवाया.

અરે ભાઈ! આ દુનિયાના બે ધણીઓ, બે ભગવાનો કઈ રીતે સંભવી શકે? કહો તને કોણે ભરમાવી દીધો? અલ્લા અને રામ, કરીમ અને કેશવ, હરિ અને હજરત, આ સર્વ જુદાં જુદાં નામો રાખવામાં આવ્યાં છે, જેવી રીતે એક જ સોનામાંથી જુદા જુદા દાગીના ઘડવામાં આવ્યા હોય છે. વસ્તુતઃ આ બન્ને ભિન્ન નથી. કથન અને શ્રવણને એક નિમાજ કહે છે, બીજો પૂજાપાઠ કહે છે. જે મહાદેવ છે તે જ મહંમદ છે; જે બ્રહ્મા તે જ આદમ છે. કોણ હિન્દુ અને કોણ મુસલમાન? બન્ને એક જ ધરતી ઉપર નિવાસ કરે છે. કોઈ વેદપાઠ કરે છે તો કોઈ ધર્મોપદેશ કરે છે. કોઈ મૌલાના કહેવાય છે તો કોઈ પંડિત. નામ જુદાં જુદાં છે. અસલમાં સર્વ એક જ માટીનાં વાસણો છે. કબીર કહે છે કે આ મિથ્યા ભેદભાવમાં ફસાયેલા બન્ને સાચો માર્ગ ભૂલેલા છે. આમાંથી કોઈને ઇશ્વર મળતો નથી. એક બકરાને વધેરે છે તો બીજો ગાયની કતલ કરે છે. આ વાદમાં બન્નેએ પોતાનું જીવન એળે ગાળ્યું.

મંદિર અને મસ્જિદ, પૂર્વ અને પશ્ચિમના ભેદને વર્ણવતાં કબીર સાહેબ કહે છે:

"जो सुदाय महजीद वसतु है, अवर मुलुक केहि केरा,
तीरथ मूरत राम निवासी, दुअि मह किनहु न हेरा.
पूरव दिसा हरीको वासा, पच्छिम अलह मुकामा,
दिल मह खोज दिलहि मह सोजो, अिहै करीमा रामा.
वेद कतेब कहा किन झूटा, झूटा जो न विचारै,
सब घट अेक अेक कर जानै, वै दूजा केहि मारै.

जेते औरत मर्द अुपाने सो सव रुप तुम्हारा,
कवीर पोंगरा अल्ह रामका, सो गुरु पीर हमारा."

"જો ખુદા મસ્જિદમાં રહે છે તો બાકીની દુનિયા કોની છે? હિંદુઓ માને છે કે રામ તીર્થોમાં તથા મૂર્તિઓમાં રહે છે, પણ આ બન્નેમાથી કોઈને રામ મળ્યા નહીં. જેઓ માને છે કે ઈશ્વરનો વાસ પૂર્વમાં છે અને અલ્લાહનો પશ્ચિમમા છે તે બન્ને ભ્રમમાં છે. એને શોધવો હોય તો પોતાના અંતરમાં શોધો, તે ત્યાં મળશે. તે જ કરીમ છે અને તે જ છે રામ. વેદ અને કુરાન અસત્ય નથી, ખોટા તે છે જે એનાં નામોનું ઉચ્ચારણ વગર સમજ્યે-વિચાર્યે કરે છે. જે મનુષ્ય સર્વના હૃદયમાં એક જ પ્રભુને નીરખે છે અને પોતાની ભાંતિ સૌને લેખે છે તે કોઈને પણ દુઃખ દઈ શકતો નથી. દુનિયામાં જેટલા સ્ત્રીપુરુષો છે તે સર્વ તમારાં જ રૂપો છે. કબીર કહે છે કે જે અલ્લાહ અને રામને એક માને છે તે જ અમારો પીર અને ગુરુ છે."

મનુષ્ય સર્વ એક છે એને નિરૂપતાં કબીર સાહેબે ઉપદેશ્યું છે:

"अैसो भरम विगुरचन भारी,
वेद कतेव दीन औ दोजक को पुरपा को नारी,
माटी के घट साज वनाया नान्दे विन्दु समाना,
घट विनसे का नाम धरहुगे अहमक रोज भुलाना
अेकै तुचा हाड मल्मूत्र अेक रुधिर अेक गूदा
अेक वुन्द सों सिस्टि कियो है का ब्राह्मन हो सूद्रा
रजगुण ब्रह्मा तमगुण संकर, सत्त गुना हरि सोअी,
कहिंहि कवीर राम रमि रहिये हिन्दू तुरुक न कोअी"

"સમસ્ત પૃથ્વી ભ્રમગ્રસ્ત છે અને આ ભ્રમ તેનો નાશ કરે છે. કોઈ વેદનું પ્રમાણ આપે છે તો કોઈ કુરાનનું; કોઈ ધર્મની વાત કરે છે તો કોઈ નરકની. આ સર્વ ભિન્ન ભિન્ન માર્ગોમાં કશોયે ફરક નથી. આત્મા માટે સ્ત્રી અને પુરુષ બન્ને સમાન છે. બધાની કાયા એક જ માટીની બનેલી છે. સૌમાં એક જ આત્મા વિલસે છે. આ દેહનો વિલય થવાથી ઉપર ઉપરની આકૃતિઓનો ભેદ ટળી જાય છે. અણુસમજુ ખરા માર્ગને ભૂલ્યા છે. મનુષ્ય-માત્ર એક છે. સર્વને એક જ પ્રકારની ચામડી છે. સર્વનાં હાડકાં એકસરખાં છે, એક જ જાતનાં મળમૂત્ર, એક જ સરખું લોહી અને એક જ જાતનું માંસ. એક જ પ્રકારના વીર્યથી સર્વ ઉત્પન્ન થયા છે. નથી કોઈ બ્રાહ્મણ કે નથી કોઈ શૂદ્ર. બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એ ત્રણે આત્માની ત્રણ અવસ્થાઓનાં નામ છે. રજોગુણ એટલે પ્રવૃત્તિ, સત્ત્વગુણ એટલે શાંતિ અને તમોગુણ એટલે આળસ. કબીર કહે છે કે સૌએ ઈશ્વરમાં મન પરોવવું જોઈએ. નથી કોઈ હિન્દુ, નથી કોઈ મુસલમાન. આ સર્વ ભેદો ખોટા છે."

બાહ્ય રીતરિવાજોની ગૌણતા દર્શાવતાં કબીર સાહેબ કહે છે:

मरि हो रे तन का ले करिहो,
प्राण छुटे बाहर ले डरिहो,
काया बिगुरचनि अनिबनि भाति,
कोभि जारै कोभि गाडै माटि,
हिन्दू जारैं, तुरुक लै गाडै,
यहि बिधि अन्त दुनो घर छाडै ॥

"અરે ભાઈઓ! જ્યારે મનુષ્ય મરી જાય છે ત્યારે તેના દેહનું શું કરો છો? પ્રાણ નીકળી જતાં તેને બહાર કાઢો છો. કાયા નિષ્પ્રાણ થતાં તેની સાથે મનુષ્યો નિરનિરાળી રીતે વર્તન રાખે છે. કોઈ તેને બાળે છે તો કોઈ તેને દાટે છે. હિંદુ તેને બાળે છે જ્યારે મુસલમાન તેને દાટે છે. વ્યવહાર એકસરખો છે. છેવટે બન્ને આ શરીરને છોડી ચાલ્યા જાય છે."

हिन्दु कहे मोहे राम पियारा तुरुक कहे रहिमाना,
आपसमें दोउ लरि लरि मूओ, मरम काहु नही जाना.

"હિંદુ કહે છે કે અમને રામનામ વહાલુ છે જ્યારે મુસલમાનને રહેમાન નામ પ્યારુ છે. બન્ને એકબીજા સાથે લડી મરે છે, કોઈ એના ભેદને પામતો નથી."

ન્યાતજાત અને સ્પૃશ્યતાઅસ્પૃશ્યતાને નિઃસાર બતાવતાં કબીર સાહેબે કહ્યુ છે:

गुपत प्रकट अेकै मूद्रा, का को कहिये बाम्हन सूद्रा,
झूटे गर्व भुलो मत कोअी, हिन्दू तुरुक झूठ कुल दोअी

"સર્વનાં અંદર બહાર એકસરખાં છે, શા માટે કોઈને બ્રાહ્મણ કે શૂદ્ર કહીએ? ન્યાતજાતનો આ અહંકાર

अँकै अलह राम है समरथ साओ सोअि,
मैंदे के पकवान सब खाता होअि सो होअि,
दादू सिरजनहारके केते नाव अनन्त
चित आवै सो लीजिये यों साधू सुमिरै सन्त.*

"તે જ અલ્લાહ છે, તે જ રામ છે. તે જ સર્વ-શક્તિમાન છે. તે જ સર્વનો માલિક છે. મેંદામાંથી જુદાં જુદાં પકવાનો બને છે તેમ અલગ અલગ નામો પણ તેવાં છે. જેને જે ભાવે તે ખાય. હે દાદુ! તે સરજનહારનાં અસંખ્ય નામો છે, જે નામે યાદ કરવા ચાહો તે નામે તેને સંભારો. સત્પુરુષો આ નામોમાં કાંઈ ભેદ જોતા નથી."

हिन्दू मारग कहैं हमारा तुरुक कहैं रह मेरी;
क्हा पन्थ है कहो अलहका तुम तो अैसी हेरी
दुअी दरोग लोग कू भावै साओ साच पियारा,
कौन पन्थ हम चले कहो धो साधो करो विचारा
खड खड करि ब्रह्म कू पखि पखि लीया बाट;
दादू पूरन ब्रह्म तजि बधे भरमकी गाठ

"હિંદુ કહે છે કે અમારો માર્ગ ઉત્તમ છે, જ્યારે મુસલમાન પોતાનો રાહ ઊંચો ગણે છે. આ બધાને પૂછો કે પ્રભુનો મારગ કયો છે? આ બન્ને સાચો માર્ગ ભૂલેલા છે. મનુષ્યોને આ ભેદો તથા જુદા જુદા રસ્તાઓ પસંદ પડે છે, પરંતુ આ ભેદભાવ ખોટો છે. એ પિતાને સત્ય જ ગમે છે. હે ભલા માનવીઓ! વિચારો કે આપણે કયે રસ્તે ચાલ્યા અને ક્યાં સુધી? આ લોકોએ ઈશ્વરના પણ

* "એને અલ્લા કહીને બોલાવો કે રહેમાન કહો, બધાંયે સારાં નામ એનાં છે" (કુરાન–ઇસરાઈલ, ૧૧૦).

ટુકડે ટુકડા કરી નાખ્યા અને આ ટુકડાઓની પરસ્પર વહેંચણી કરી. હે દાદુ! આ બધાય તે પરિપૂર્ણ બ્રહ્મ, તે એક ઈશ્વરથી ભૂલા પડેલા, ભ્રમમાં ફસાયા છે."

> दादू अेकै आतमा साहेब है सब माह,
> साहेब के नाते मिलें, भेख पंथ के नाह
> दादू दून्यो भरम है हिन्दू तुरक गवार,
> जे दुहवाँ थैं रहित है सो गहि तत्त विचार.
> अपना अपना करि लिया भजन माहे बाह,
> दादू अेके कूप जल मनका भरम बुठाय.

"હે દાદુ! એક જ આત્મા સર્વમાં છે. સૌમાં તે જ ભગવાન અસ્તિત્વ ધરાવે છે. તે એક પ્રભુના સંબંધથી જ આપણે એકમેકની સાથે હળતામળતા રહેવું જોઈએ; અલગ અલગ વેશના તથા પંથના ભેદભાવોમાં અટવાઈ ન જવું જોઈએ. હિંદુ અને મુસલમાન બન્ને ભ્રમણામાં છે, બન્ને અણસમજુ છે. વિવેકપૂર્વક વિચાર કરીને ખરો માર્ગ ગ્રહણ કરવો જોઈએ. આમ કરવાથી કોઈ પરાયું નથી લાગતું. આ લોકોએ એક જ કૂવાના પાણીને પોતપોતાના જુદા જુદા ઘડાઓમાં ભરી લઈને એકમેકને અલગ પાડ્યા છે. દ્વૈતની આ જાળ મનમાંથી કાઢી નાખવી જોઈએ."

વળી પોતે ઉમેરે છે:

> अलह राम छूटा भ्रम मोरा
> हिन्दू तुरक भेद कछु नाहीं, देखौं दरसन तोरा;
> सोओ प्रान प्यंड पुनि सोओ, सोओ लोही मासा;
> सोओ नैंन, नासिका सोओ, सहजै कीन तमासा;
> स्रवनौं सबद बाजता सुनिये, जिह्वा मीठा लागै;

सोअी भूक सबन कू व्यापै, अेक जुगति सोअी जागै,
सोअी सन्ध बन्ध पुनि सोअी, सोई सुख सोअी पीरा,
सोअी हस्त पाव पुनि सोअी, सोअी अेक सरीरा,
यहु सब खेल खालिक हरि तेरा, तैंहि अेक करि लीना,
दादू जुगत जान कर अैसी, तब यहु प्रान पतीना.

"અલ્લા ને રામ જુદા છે એ મારો ભ્રમ ભાંગી ગયો. હિંદુ મુસલમાનની વચ્ચે કાંઈ ભેદ નથી દેખાતો. હે ઈશ્વર! હું સર્વમાં તારાં જ દર્શન કરું છું. સૌ એકસરખો શ્વાસ લે છે, સૌનાં શરીર એકસરખાં છે, એક જ પ્રકારનાં લોહી, માંસ, આંખ નાક, છે, સૌમાં એક જ પ્રાણ રમી રહ્યો છે. સૌના કાનેથી એકસરખો અવાજ સંભળાય છે, સૌની જીભોને ગળ્યુ મીઠું જ લાગે છે, સૌને એક-સરખી ભૂખ લાગે છે, અને સમાન રીતે જ સૌની ક્ષુધા શાંત થાય છે; સૌનાં હાડકાંસાંધા સમાન છે, સુખદુઃખનો અનુભવ સરખી રીતે જ થાય છે, પીડા પણ સમાન રીતે થાય છે, સૌનાં હાથ-પગ-મુખ એકસરખાં જ છે. આ સઘળી માયા એક સ્રષ્ટાની છે. તે જ પાલનકર્તા છે, તે જ ઈશ્વર છે. એણે જ મને સૌના ભીતરનાં અને એકતાનાં દર્શન કરાવ્યાં છે; આ રીતની સમજ બૂઝ તથા દષ્ટિ રાખવાથી દાદુને આત્મવિશ્વાસ પ્રાપ્ત થયો છે."

ધર્મના અસલી નૂરને વર્ણવતાં દાદુ સાહેબે કહ્યું છે:

आपा मेटै हरि भजै, तनमन तजै विकार,
निरवैरी सब जीव सों, दादू यहु मत सार,
निरवैरी सब जीवसों, सन्त जन सोअी,
दादू अेकै आतमा, वैरी नहि कोअी

सब हम देख्या सोधि करि, दूजा नाहीं आन;
सब घट अेकै आतमा, क्या हिन्दू मुसलमान.
नारि पुरुषका नाव धरि, जिह सब भरम भुलान;
सब घट अेकै आतमा, क्या हिन्दू मुसलमान.
दोनों भाअी हाथपग, दोनों भाअी कान;
दोनों भाअी नैन हैं, हिन्दू मुसलमान.
दादू सब आरसी, देखत दूजा होअि;
भरम गया दुविधा मिटी, तब दूसर नाहीं कोअि.
किससों बैरी होय रहा, दूजा कोअी नाहिं;
जिसके अंग थे अूपजा, सोअी है सब माहिं.

"અહંકાર છાંડવો, હરિભજન કરવું, તનમન વિકાર-રહિત કરવાં, કોઈ પણ પ્રાણી સાથે વેરભાવ ન રાખવો, હે દાદુ! આ જ ધર્મનો સાર છે. પ્રાણીમાત્ર સાથે વેર રાખતો નથી તે જ સંતજન છે; હે દાદુ! સર્વમાં એક જ આત્મા છે, કોઈ શત્રુ નથી. અમે સર્વ બરાબર ખોળી જોયું છે, કોઈ પારકું જણાતું નથી. શું હિંદુ કે શું મુસલમાન, સૌમાં એક જ આત્મા રમમાણ છે. સ્ત્રી પુરુષનાં જુદાં નામો રાખવાથી મનુષ્ય સંશય-ભ્રમમાં પડી ગયો છે. સ્ત્રી કે પુરુષ, હિંદુ કે મુસલમમાન સૌના ઘટમાં એક જ આત્મા છે. હિંદુ મુસલમાન બન્ને એકમેકના ભાઈ ભાઈ છે; બન્ને એક જ શરીરનાં બે હાથ, બે પગ, બે કાન, અને બે આંખો જેવા છે. શંકાના દર્પણમાં આપણને બે દેખાય છે અને તેથી જ આપણે ભ્રમિત થઈએ છીએ. જ્યારે આ ભ્રમ, શંકા ટળી જાય છે ત્યારે જુદાઈ રહેતી નથી. હે દાદુ! તું કોની સાથે વેર બાંધી રહ્યો છે! કોઈ પારકું છે જ નહીં; જેણે તને સર્જ્યો છે તે પ્રભુ સૌમાં વિરાજે છે."

મંદિર અને મસજિદ અંગે દાદુ સાહેબ ઉપદેશે છે:

हिन्दू लागै देहु रे, मुसल्मान मसीत;
हम लागै अिक अलेख सौं, सदा निरतर प्रीत;
न तहा हिन्दू देहुरा, न तहा तुरुक मसीत;
दादू आपै आप है, नहीं तहा रह रीत;
यहु मसीत वहु देहुरा, सतगुरु दिया दिखाअि;
भीतर सेवा बन्दगी, वाहर काहे जाअि.
दून्यों हाथी ह्वै रहे, मिलि रस पिया न जाअि;
दादू आपा मेटिकर दून्यो रहे समाअि
दादू द्वै पज दूर कर, निरपख निरमल नाव,
आपा मेटैं हरि भजैं, ताके मैं वलि जाअु.
दादू पर्यों परि गजे, बपुरे वारह वाट;
जिनके सग न जाअियें, अुलटा औघट घाट.

"હિન્દુ મંદિરને વળગ્યા છે, મુસલમાન મસ્જિદને, અમે એક અલખ સાથે સંબંધ જોડયો છે; નિરંતરની પ્રીત એની સાથે છે. ત્યાં મંદિર કે મસ્જિદની જરૂર નથી; ત્યાં તો પોતે મોજૂદ છે. એના પૂજન અર્ચન માટે ખાસ કોઈ વિધિની આવશ્યકતા નથી. સદ્દગુરુએ દાખવ્યું છે કે મનુષ્યનું આ શરીર એ જ મંદિર મસ્જિદ છે; એ દ્વારા જ એ પ્રભુની પ્રાર્થના સેવા કરી શકે છે. એને બહાર જવાની જરૂર નથી. હિન્દુ અને મુસલમાન બન્ને બે ગાંડા હાથીઓ જેવા થઈ રહ્યા છે. બન્ને મળીને પાણી પી શકતા નથી એટલે કે જીવનનો આનંદ માણી શકતા નથી. પોતાના અહંકારને તિલાંજલિ આપીને જ તેઓ બન્ને એક સ્થળે આનંદ ભોગવી શકે છે. હે દાદુ! તું આ બન્નેના 'મારું તારું

દૂર રહીને એ પવિત્ર પ્રભુનું સ્મરણ કર કે જે 'મારા તારા'થી પર છે. હું એ માનવને ચાહું છું કે જે અહંભાવને ફગાવી દઈને ઈશ્વરભજન કરે છે. હે દાદુ! આ લોકો પોતપોતાના વાડાઓ બાંધી બેઠા છે અને તેથી છિન્ન-ભિન્ન થયા છે. એમનો સંગાથ છોડી દે. તેઓ અવળે અને અવનતિને રસ્તે જઈ રહ્યા છે."

ઈશ્વર સર્વમાં કેવી રીતે વ્યાપ્યો છે તેનું નિરૂપણ દાદુ સાહેબ નીચે પ્રમાણે કરે છે:

जीये तेल तिलनि में, जीयें गन्ध फुलनि,
जीयें माखन खीरमे, जीयें रुप्र रुहनि;
जीयें रुप्र रुहन्निमें, जीयें रुह रगन्नि,
जीयें जेरो सूरमे, ठंडो चन्द्र बसन्नि,
जिन यह दिल मन्दिर किया, दिल मन्दिरमें सोजि,
दिल माहे दिलदार है, और न दूजा कोजि.

"જેમ તલમાં તેલ, પુષ્પમાં સુવાસ અને દૂધમાં માખણ છે તેમ સૌ જીવાત્માઓમાં ખુદા છે. નસોમાં જેમ જીવ મોજૂદ છે, સૂર્યમાં પ્રકાશ અને ચંદ્રમાં શીતળતા મોજૂદ છે તેમ ખુદા સૌ જીવોમાં મોજૂદ છે. જે ખુદાએ આપણું આ દિલ રૂપી મંદિર બનાવ્યું તે જ પોતે તે મંદિરમાં બેઠેલો છે. દરેક દિલમાં દિલદાર મોજૂદ છે, કોઈ પરાયું નથી."

અલ્લાહનાં નામોનું વર્ણન કરતાં દાદુએ કહ્યું છે:

बाबा नाहीं दूजा कोजी
अेक अनेक नाव तुम्हारे, मोपे और न होजि,
अलख अिलाही अेक तू, तू ही राम रहीम,
तू ही मालिक मोहना, केसो नाव करीम;

साझी सिरजनहार तू, तू पावन तू पाक,
तू कायम करतार तू, तू हरि हाजिर आप,
रमता राजिक अेक तू, तू सारग सुबहान,
क़ादिर करता अेक तू, तू साहिब सूलतान,
अविगत अल्लाह अक तू, गनी गुसाओी अेक,
सजब अनूपम आप है, दादू नाव अनेक.

આનો અર્થ સ્પષ્ટ છે.

આ બાબતમાં ગુરુ નાનક અને ગુરુ ગોવિંદસિંહના શબ્દો પણ ધ્યાનમાં લેવા જેવા છે. શીખ ધર્મના પ્રવર્તક ગુરુ નાનક કબીર સાહેબના અંતિમ દિવસોમાં થઈ ગયા. કબીર અને દાદુ પેઠે જ ગુરુ નાનકના શિષ્યોમાં પણ હિન્દુ મુસલમાન બંને હતા. ગુરુ નાનક ખુદ કબીર સાહેબના ભારે પ્રેમી હતા. શીખોના ધર્મગ્રંથ આદિ ગ્રંથમાં શીખ ગુરુઓની વાણી સાથે કબીર સાહેબ અને કેટલાય બીજા મુસલમાન સંતો અને ફકીરોની વાણી ભરેલી છે. શીખ ધર્મ જે રીતે શરૂ થયો તે પરથી જણાય છે કે તે હિંદુ-મુસ્લિમ વચ્ચે મેળ કરવાનો ધર્મ હતો. ગુરુ અર્જુનને જ્યારે અમૃતસરના ગુરુદ્વારાનો પાયો નાખવાને માટે કોઈ ઈશ્વરભક્તની જરૂર પડી ત્યારે તેમણે પ્રખ્યાત મુસલમાન ફકીર સાંઈ મિયાં મીરને આ કામ માટે પસંદ કર્યા. ગુરુદ્વારાનો પાયો સાંઈ મિયાં મીરને હાથે નાખવામાં આવ્યો છે. ગુરુ નાનકે પોતાના જમાનાના હિન્દુ અને મુસલમાનોની મૂર્ખતા પર દુઃખી થઈને કહ્યું છે:

न हम हिन्दू न मूसलमान, दोनों बीच बसै शैतान;
तग्ग न हिन्दू पाजिया, तग्ग न मूसलमान.
दावा राम रहीम कर, लड़दे बेओीमान.

"અમે નથી હિન્દુ કે નથી મુસલમાન. એ બન્નેને પરાયાપણાના શેતાને ભુલાવ્યા છે. તેથી નથી હિન્દુને રસ્તો જડતો, નથી મુસલમાનને જડતો. તેઓ બન્ને રામ અને રહીમને બે જુદા સમજીને લડે છે. તેમને કોઈ ને એક ખુદા પર આસ્થા નથી"

ગુરુ ગોવિંદસિંહે કહ્યુ છે:

काअू भया मुडिया सन्यासी कोअू योगी भयो,
कोअू ब्रह्मचारी, कोअू जतियन मानवो,
हिन्दू तुरक कोअू, राफजी, अिमाम, शाफी,
मानसकी जाति सबै अेकै पहचान वो
करता करीम सोअी राजिक रहीम ओअी,
दूसरो न भेद कोअी भूल भ्रम मानवो
अेक ही की सेव सब ही को गुरुदेव अेक,
अेक ही सरूप, सबै अेकै जोत जानवो
देहुरा मसीत सोअी पूजा और नमाज ओअी,
मानस सबै अेक पै अनेक को भ्रमाव है
देवता अदेव जच्छ गधर्व तुरक हिन्दू,
न्यारे न्यारे देसनके भेसनको प्रभाव है
अेकै नैन अेकै कान अेकै देह अेकै बानि,
खाक बाद आतिश औ आबको रलाव है
अल्लाह अभेद सोअी पुरान औ कुरान ओअी,
अेक ही सरूप सबै अेक ही बनाव है

"કોઈ પોતાને મુંડક કહે છે, કોઈ સંન્યાસી, કોઈ યોગી, કોઈ બ્રહ્મચારી અને કોઈ જતિ કહે છે, કોઈ હિન્દુ, કોઈ મુસલમાન, કોઈ રાફજી અને કોઈ સુન્ની કહે છે. આ બધા ભેદ જૂઠા છે. સૌ મનુષ્યોની એક જાત છે. સૌ સરખા છે

સૌનો એક જ ખુદા છે. તે જ સૌનો કર્તા (પેદા કરનારો), તે જ સૌનો કરીમ (સૌનું ભલુ કરનારો), તે જ રાજિક (સૌને રોજી આપનાર) છે. તે જ રહીમ (સૌ પર દયા કરનાર) છે. કોઈનો કોઈ જુદો ખુદા નથી. આ બધા ભેદ ખોટા છે, ભુલાવામાં નાખનારા છે. સૌએ તે એક જ ખુદાની સેવાપૂજા કરવી જોઈએ. તે જ સૌનો ગુરુદેવ છે. બધાં માણસોની સૂરતસિકલ એક સમાન છે. સૌની અંદર એક જ ખુદાની જ્યોત જલી રહી છે. જે મંદિરમાં છે તે જ મસ્જિદમાં છે, જે પૂજા છે તે જ નમાજ છે. સૌ મનુષ્યો એક છે, આપણે અલગ અલગ સમજી બેઠા છીએ તે આપણો વહેમ છે. દેવ, દાનવ, યક્ષ, ગંધર્વ, હિન્દુ, મુસલમાન એ સૌ કેવળ જુદા જુદા દેશોના જુદા જુદા રીતરિવાજોનું પરિણામ છે. સૌનાં આંખ, કાન, શરીર, વાચા સૌ લગભગ એકસરખાં હોય છે. સૌનો દેહ એ જ પૃથ્વી, વાયુ, અગ્નિ, પાણી વગેરે પંચતત્ત્વોનો બનેલો છે. જે અલ્લાહ છે તે જ અભેદ છે. જે પુરાણમાં છે તે જ કુરાનમાં છે. સૌનું એક રૂપ અને એક ઘાટ છે."

અત્યાર સુધી અમે આ સંતમહાત્માઓની વાણી-માંથી એવી ચીજો આપી છે જેમાં સર્વે ધર્મોની પાયાની એકતા, ઈશ્વરનું એકત્વ અને આખા માનવસમાજના સામાન્ય અજ્ઞાનની ચર્ચા છે. આ ઉપરાંત ખાસ કરીને કબીર અને દાદુએ ઠેકઠેકાણે જુદા જુદા ધર્મોના અનુયાયીઓની એકે-એક ખૂરાઈ પણ બાળી મૂકે એવા શબ્દોમાં બતાવી આપી છે. હવે અમે એવા કેટલાક દાખલા આપીએ છીએ.

હિન્દુઓના સ્પર્શાસ્પર્શનો ઉલ્લેખ કરીને કબીર સાહેબ કહે છે:

पाडे! बूझि पियहु तुम पानी!
जेहि मिटियाके घर मह बैठे, तामह सिस्टि समानी,
छपन कोटि जादव जह भीजे, मुनि जन सहस अठासी.
पैग पैग पैगम्बर गाडे, सो सब सरिभो माटी,
तेहि मिटियाके भाडे, पाडे! बूझि पियहु तुम पानी!
मच्छ कच्छ घरियार बियाने रुधिर नीर जल भरिया,
नदिया नीर नरक वहि आवे पसुमानम सब सरिया
हाड झरि झरि गूद गरि गरि, दूध कहाते आया?
सो लै पाडे! जेवन बैठे, मटियहि छूत लगाया.
वेद कतेब छाड देहु पाडे! ई सब मनके भरमा,
कहहि कबीर! सुनहु हो पाडे! ई सब तोहरे करमा.

"હે પંડિત! તું માણસના હાથનું પાણી તેની જાત પૂછીને પીએ છે. જે માટીના ઘરમાં તું બેઠો છે તે જ માટીમાં આખી સૃષ્ટિ ખપી ગઈ છે. આ જ માટીમાં છપ્પન કરોડ યાદવ અને અઠ્ઠયાસી હજાર મુનિ મળીને એક થઈ ગયા છે. પગલે પગલે પેગંબરો દટાયેલા છે. તેઓ બધા પણ ગળીને આ જ માટીમાં મળી ગયા છે. હે પંડિત! એ જ માટીમાંથી બનેલું એક પાત્ર તું પણ છે. છતાં તું બીજા માણસની જાત પૂછીને તેના હાથનું પાણી પીએ છે. જે નદીનું પાણી તું પીએ છે તેની અંદર અગણિત માછલાં, કાચબા અને મગરો વિયાયા કરે છે. તે બધાનું લોહી અને પાણી તેમાં ભળે છે. દુનિયાભરનું નરક ઘસડાઈને નદીમાં આવે છે. માણસ અને જાનવર સૌ એમાં સડ્યાં કરે છે.

જે દૂધ લઈને તું જમવા બેસે છે તે ક્યાંથી આવે છે? હાડ ઝરી ઝરીને, માંસ પીગળી પીગળીને તેમાંથી દૂધ બને છે. અને તું માટીને અભડાવે છે. હે પંડિત! વેદ અને શાસ્ત્રોના હવાલા આપવા છોડી દે. એ બધી તારા મનની કલ્પના છે. કબીર કહે છે હે પંડિત, આ બધાં તારાં કરતૂત છે."

> पंडित भूले पढि गुनि वेदा, आप अपन पौ जानि न भेदा,
> मध्या तरपन औ षटकरमा, औ बहुरूप करहिं अस धरमा,
> गायत्री जुग चारि पढाओी, पूछहु जाओी मुक्ति किन पाओी,
> और के छिये लेत हो सीचा, तुमते कहो कौन है नीचा?
> औी गुन गरब करो अधिकाओी, अधिके गरब न होओी भलाओी,
> जासु नाम है गरब प्रहारी, सो कस गरबहि सकै सहारी.
> कुल मरजादा खोय के, खोजिनि पद निरवान,
> अकुर बीज नसायके, भये विदेही थान.

"હે પંડિત! તું વેદ ભણીગણીને ભૂલી ગયો. તેં ખુદ પોતાને ન ઓળખ્યો. તું સંધ્યા, તર્પણ અને જાતજાતનાં કર્મકાંડ કરે છે, ગાયત્રી પણ જપે છે. એ કરતાં કરતાં ચુગો વીતી ગયા પણ એ બધું કરવાથી તને મુક્તિ ન મળી. કારણ કે બીજા આદમીના સ્પર્શથી પવિત્ર થવા માટે તું પોતાના પર પાણી છાંટે છે. કહે, તારા કરતાં વધારે નીચ કોણ છે, જેને અડવાથી તું દૂર ભાગે છે? તું પોતાને ઊંચ સમજે છે અને તેનો ઘમંડ રાખે છે. એથી તારું ભલુ નહીં થાય. જે ઇશ્વિરનું નામ ગર્વપ્રહારી (ગર્વ ઉતારનાર) છે તે તારા આવા ઘમંડને ક્યાં સુધી સહી લેશે? મોક્ષ તેને જ મળી શકે છે જે ન્યાતજાત, કુળ, ઊંચનીચના સૌ

ધર્મંદને, બીજ જેમ પોતાની જાતને માટીમાં મેળવીને ખતમ કરી દે છે તેમ, ખતમ કરી દે છે. ત્યારે જ તેનામાંથી મુક્તિનો અંકુર ફૂટી શકે છે."

પોતે માંસ ખાનાર અને બીજાઓથી દૂર ભાગનાર બ્રાહ્મણોને કબીર સાહેબ કહે છે:

पंडित! अचरज अेक बड होअी,
अेक मरे मुवले अन्न नहि खाअी, अेक मरे मिझे रसोअी,
करि सनान देवनकी पूजा, नव गुनि काध जनेअू,
हंडिया हाड हाड थरिया मुख अब षट करम बनेअू,
धरम कथें जहा जीव वधें तहा, अकरम करे मोरे भाअी,
जो तोहरावो ब्राह्मण कहिये, कावो कहिये कसाअी?
कहहि कबीर सुनहु हो सन्तो! भरम भूरि दुनियाअी,
अपरमपार पार परसोतम, या गति विरले पाअी

"હે પંડિત, મને ઘણી નવાઈ લાગે છે કે જ્યારે કોઈ ઘરનું કે મહોલ્લાનું માણસ મરી જાય છે ત્યારે તો તું સૂતક માનીને ભોજન કરતો નથી, અને મરેલો બકરો લઈને તેની રસોઈ કરે છે! અને પછી નાહી ધોઈને, પૂજા કરીને, ખભે જનોઈ ભેરવીને તેને ખાવા બેસે છે! તારી હાંડીમાં પણ હાડકાં હોય છે અને તારી થાળીમાં પણ મુડદાનાં હાડકાં હોય છે. કહે આ ધર્મ કર્મ કેવાં છે? જ્યાં તું ધર્મની વાત કરે છે ત્યાં જ બીજાનો જાન લે છે. હે ભાઈ, એ સારું કામ નથી. તને જો બ્રાહ્મણ કહીએ તો કસાઈ કોને કહીએ? કબીર કહે છે, હે સંતો! સાંભળો, આ બધી દુનિયા ભુલાવામાં પડી છે. એક જ પરમાત્મા ઘટ-ઘટમાં મોજૂદ છે, એ વાત ઘણા થોડા લોકો સમજે છે."

હિન્દુ અને મુસલમાન બંને પોતપોતાના ધર્મોને બડાને વાદવિવાદમાં પડયા છે, તેનું વર્ણન કરતાં કબીર સાહેબ કહે છે :

सन्तो! राह दुनों हम दीठा!
हिन्दू तुरक हटा नहि मानैं स्वाद सबनि को मीठा,
हिन्दू बरत अेकादसि साधैं दूध सिंघारा सेती,
अनको त्यागैं मनको न हटकैं, पारन करैं सगोती,
तुरक रोजा निमाज गुजारैं, बिसमिल बाग पुकारैं,
जिनकू भिस्त कहा ते होई, सांझे मुरगी मारैं,
हिन्दूको दया मेहर तुरकनकी, दोनों घटसों त्यागी,
वै हलाल वै झटका मारैं आगि दुनो घर लागी.
हिन्दू तुरककी अेक राह है, सतगुर जिहै बताओ,
कहहि कबीर सुनहु हो सन्तो! राम न कहु खुदाओ.

"હે સંતો! અમે આ બંને માર્ગ સારી રીતે જોઈ લીધા છે. હિન્દુ અને મુસલમાન બંને પોતપોતાની જીદમાં પડયા છે. બંને જીભના સ્વાદમાં ફસાયેલા છે. હિન્દુઓ એકાદશીનું વ્રત કરે છે અને પોતાના સૌ સગાંને સાથે બેસાડી દૂધ અને શિંગોડાં ઉડાવે છે, અનાજની પરેજી રાખે છે, પણ પોતાના મનને સ્વાદિષ્ટ ચીજોના વિચારમાંથી વારતા નથી. મુસલમાનો રોજા કરે છે; સાંજે નમાજ પઢે છે, અઝાન પોકારે છે અને તે જ સાંજે સ્વાદને માટે મરઘી મારે છે. સ્વર્ગમાં જવાનો એ રસ્તો નથી. હિન્દુઓએ દયા છોડી દીધી છે, મુસલમાનોએ મહેર છોડી દીધી છે. એક હલાલ ખાય છે; બીજા ઝટકા ખાય છે. સ્વાદેન્દ્રિયની લોલુપતા બંનેમાં રહેલી છે. સાચા ગુરુએ અમને કહ્યું છે કે વાસ્તવમાં હિન્દુ અને

મુસલમાન બંને માટે માર્ગ એક જ છે. કબીર કહે છે,— સન્તો ! સાંભળો, રામ અને ખુદામાં ફરક નથી પણ હિન્દુ અને મુસલમાન બંને માર્ગ ભૂલ્યા છે.”

ઢોંગી ધર્મગુરુઓનું વર્ણન કરતા કબીર સાહેબ કહે છે :

सन्तो ! देखत जग बौराना,
साच कहौं तो मारन धावै झूटे जग पतियाना.
नेमी देखा, धरमी देखा प्रात करहिं अस्नाना,
आतम मारि पखानहिं पूजै उनि मह कछउ न ज्ञाना
बहुतक देखा पीर औलिया पढ़ै कतेब कुराना,
कै मुरीद तदबीर बतावै उनि मह उहै जो ज्ञाना
आसन मारि डिम धरि बैठे मन मह बहुत गुमाना,
पीतर पाथर पूजन लागे तीरथ गरब भुलाना,
माला पहिरै टोपी पहिरैं छाप तिलक अनुमाना,
साखी शब्दै गावत भूले आतम खबरि न जाना .
हिन्दू कहैं मोहि राम पियारा तुरुक कहैं रहिमाना,
आपस मह दोउ लरि लरि मूये मरम काहु नहिं जाना
घर घर मन्तर देत फिरत हैं महिमाके अभिमाना,
गुरू सहित सीस सब बूडे अन्तकाल पछताना,
कहहिं कबीर सुनहु हो सन्तो ! ओ सब भरम भुलाना,
केती कहू कहा नहिं मानें सहजै सहज समाना

*

काजी सो जो काज बनावे नहिं अकाज मे राजी,
जो अकाजकी बात चलावे सो काजी नहिं पाजी
कबीर सोओ पीर है जो जाने पर पीर,
जो पर पीर न जानओ सो काफिर बेपीर

“હે સંતો, દુનિયા પાગલ થઈ ગઈ છે. સાચી વાત કહીએ છીએ તો મારવા દોડે છે, મિથ્યામાં સૌ શ્રદ્ધા રાખે છે. ઘણાય નિયમવ્રતવાળા જોયા; સવારના વહેલા નહાય છે, જીવતાં જાનવરોની કતલ કરી ખાઈ જાય છે. તેઓ પાષાણુ-મૂર્તિની પૂજા કરે છે. આવા લોકોને કશાનીય સૂઝ નથી. એવા પીર ને ઓલિયાઓ જોયા છે જેઓ કુરાન પઢે છે. જેમને પોતાને કશુંયે જ્ઞાન નથી તેઓ પોતાના ચેલાઓને શું દાખવી શકવાના છે ?! આવી રીતના ધુતારાઓ ગુરુનું આસન માંડી બેસી જાય છે; પોતાને બહુ ઊંચા માને છે, ધાતુ તથા પથ્થરની મૂર્તિઓ પૂજે છે, તીર્થાટનોના ઘમંડમાં ભૂલે ભટકે છે, માળા, ટોપી પહેરે છે; ટીલાં ટપકાં કરે છે, સાખી શબ્દ ઉચ્ચારે છે, પણ તેમને પોતાના ભીતરની ખબર હોતી નથી. હિન્દુ કહે છે કે અમારો ભગવાન રામ છે, મુસલમાનો કહે છે કે રહમાન છે. બન્ને પરસ્પર લડીને મરી જાય છે. મૂળની કોઈનેયે જાણ નથી. પોતાની મોટાઈના ઘમંડમાં ઘરેઘર ચેલકાઓ મૂંડતા અને દીક્ષા દેતા ફરે છે. ગુરુ ને ચેલા બન્ને ડૂબશે. છેવટે બંનેએ પસ્તાવું પડશે. કબીર કહે છે હે સન્તો! આ ભ્રમજાળ છે. કેટલુ કહીએ ? લોકો માનતા નથી. તે ભગવાન સૌમાં એકસરખી રીતે વ્યાપ્ત છે. . . . ખરો કાજી તે છે જે બીજાનાં કામો સુધારી દે છે અને કોઈ પણ અપકૃત્યથી તે રાજી ન થાય. જે બૂરાં કામ કરે તે કાજી નહીં પણ પાજી કહેવાય. હે કબીર, સાચો પીર તે છે કે જે સૌની પીર (પીડા) જાણે છે; જે બીજાની પીર(પીડા)ને ન સમજે તે પીર નહીં પણ કાફિર — બે-પીર છે.

મંદિર અને મસ્જિદ વચ્ચેના ઝઘડા અંગે દાદુસાહેબ ફરમાવે છે:

आप चिणावे देहुरा तिसका करहि जतन,
परतखि परमेगुर किया सो मानैं जीव रतन.
मसीत सवारी मानसों तिसकू करैं सलाम;
अैन आप पैदा किया सो ढावैं मूसलमान.
यहु मसीत यहु देहुरा सत गुरु दिया दिखाजि;
भीतर सेवा बदगी बाहर काहे जाजि
हौद हजूरी दिल ही भीतर गुस्ल हमारा सारं;
वुजू साज अलह के आगे तहा निमाज गुजारं.
काया मसीत करि पन्च जमाती, मन ही मुल्ला ईमाम;
आप अलेख जिलाही आगे सिजदा करे सलाम.

"જે મંદિરને હિંદુઓ પોતાને હાથે ચણે છે તેની તો ભારે સંભાળ રાખે છે, પણ માનવીનું કે પશુનું જે શરીર ખુદ ભગવાને બનાવ્યું છે તે મંદિરને તેઓ તોડી નાખે છે, એટલે કે મારી નાખે છે. આ રીતે મુસલમાનો મનુષ્યની બનાવેલ મસ્જિદને આરાધ્ય ગણે છે અને ઈશ્વરે પોતે બનાવેલ ઈમારત એટલે કે પ્રાણીનું શરીર તેઓ જમીન-દોસ્ત કરે છે. સાચા ગુરૂએ અમને સમજાવ્યું છે કે માનવીનં

સાથે સાથે પ્રાર્થના કરે છે. આપણું મન એ જ ઉપદેશક છે. એ ઉપદેશકને સન્મુખ રાખીને આપણે અલેખ પ્રભુનું યજન કરવું જોઈએ. અને તેને નમન કરવું જોઈએ."

ભૂર્તિપૂજા સંબંધી દાદુ સાહેબે કહ્યું છે:

मूरत गढी पसानकी कीया सिरजनहार;
दादू साच सूझे नही यू डूबा ससार.
आतम माही राम है पूजा ताकी होअि;
सेवा बन्दन आरती साध करे सब कोअि.
माहें निरजन देव है माहें सेवा होअि,
माहें अुतारें आरती, दादू सेवक सोअि

"પથ્થર-ઘડી પ્રતિમાને લોકો ઈશ્વર માને છે. હે દાદુ! આ લોકોને સાચા પ્રભુનાં દર્શન નથી થતાં તેથી દુનિયા ડૂબી રહી છે. પોતાના આત્મામાં જ રામ છે, ત્યાં જ એની પૂજા કરવી જોઈએ. ખરા ભક્તો પોતામાં રહેલ રામની સેવા પૂજા કરે છે. હે દાદુ! સાચો સેવક તે છે કે જે પોતામાં બિરાજેલ નિરંજન દેવની આરતી ઉતારે છે."

બાહ્ય રીતરિવાજો, પૂજાપાઠ, કર્મકાંડ વિષે દાદુ સાહેબે ઉપદેશ્યું છે:

दादू! बाधे वेद विधि धरम करम अुरझाअि;
मरजादा माही रहे सुमरिन किया न जाअि
अिसकलि केते ह्वै गये हिन्दू मूसलमान,
दादू साची बन्दगी झूटा सब अभिमान;
पोथी अपना पिंड करि हरि जसमाहें लेख,
पडित अपना प्रान करि दादू कथहु अलेख;
काया कतेब बोलिये लिख राखौ रहमान;
मनुवा मुल्ला बोलिये सुरता है सुबहान.

"હે દાદુ! લોકોને વેદશાસ્ત્રોના કર્મકાંડે જકડી રાખ્યા છે. ભગવાનની આરાધના એ જ સાચી વાત છે બાકી સર્વ ઘમંડ છે. ગ્રંથ તે આપણું શરીર છે. જેમાં ઈશ્વરનું નામ લખેલુ છે. પોતાના પ્રાણને પંડિત સમજ અને એ પંડિત દ્વારા અવશ્યૈ ઈશ્વરનું નામ દરેક શરીર-ગ્રંથમા વાંચવું જોઈએ. આ પુસ્તકમાં રહેમાન લખીને મનને મુલ્લા માનીને ઈશ્વરને પ્રાર્થના કરવી જોઈએ."

> दादू! पाती प्रेमकी विरला वाचे कोय,
> वेद पुराण पुस्तक पढे, प्रेम विना का होय?

ઉપરના દોહાનો અર્થ સ્પષ્ટ છે.

બાહ્ય આચારવિચારો, રીતરિવાજોની નિરર્થકતા સાબિત કરતાં દાદુ સાહેબ કહે છે:

> साचा राम न जाने रे, सब झूट वखाने रे,
> झूटे देवा झूटी सेवा झूटा करे पसारा,
> झूटी पूजा झूटी पाती, झूटा पूजन हारा;
> झूटा पाक करे रे प्राणी, झूटा भोग लगावे,
> झूटा आडा पडदा देवे, झूटा थाल बजावे,
> झूटे वकता झूटे सुरता, झूटी कथा सुनावे,
> झूटा कलयुग सबको माने, झूटा भरम दिढावे,
> थावर जगम जलथल महियल, घट घट तेज समाना;
> दादू आतम राम हमारा आदि पुरुष पहचाना.

"લોકો સાચા રામને ઓળખતા નથી, વ્યર્થ વાતો કરે છે. ખોટા દેવ, ખોટી સેવા, ખોટો પસારો, પૂજા જૂઠી, શણગાર ખોટા, પૂજારી જૂઠા, જૂઠા ભોગ ને ભોજન, પડદા

જૂઠા, ઝાલર ખોટી, બોલવાસાંભળવાવાળા જૂઠા, કથાયે જૂઠી, કલિયુગના માનવીઓ આવી જૂઠી વસ્તુઓને માને છે. સત્ય તો એ છે કે સજીવ નિર્જીવ બંનેમાં, જલમાં કે થલમાં સર્વના અંતરમાં એક જ ઈશ્વરનું તેજ પથરાયેલુ છે. હે દાદુ! જે સર્વના આત્માઓમાં બિરાજે છે તે જ આપણો રામ છે, તે જ નિરંતર એક છે ને રહેશે. ”

સાચો ધર્મ શો છે તેનું વર્ણન કરતાં દાદુ સાહેબ કહે છે:

सोत्री साध सिरोमणी गोविन्द गुन गावे,
राम भजे विषया तजे आपा न जनावे,
मिथ्या मुख बोले नहीं, पर निन्दया नाहीं,
अवगुन छाडें गुन गहे, मन हरिपद माहीं.
निरवैरी सब आत्मा पर आतम जानें,
सुखदाजी समिता गहे आपा नहिं आनें
आपा पर अन्तर नहीं निर्मल निज सारा,
सतवादी साचा कहे लैलीन विचारा.
निरलै भज न्यारा रहे काहू लिपत न होजि,
दादू सब संसारमें अैसा जन कोजि.

“એ જ ભક્ત ખરા છે કે જે એક ઈશ્વરના ગુણ ગાય, એનું જ ભજન કરે, વિષયવાસનાઓને વશમાં રાખે, અભિમાન ન કરે, અસત્ય ન બોલે, પરનિંદા ન કરે, અપકૃત્યોથી બચે, સત્કર્મ કરે, જેનું અંતર ઈશ્વરમાં ચોંટેલુ રહે, કોઈ સાથે શત્રુતા ન બાંધે, સ્વ અને પરમાં ભેદ ન રાખે, બધાને સુખ પહોંચાડે, સૌને સમાન ગણે, અહંતાનો ત્યાગ કરે, પોતાપારકામાં ફરક ન જુએ, સર્વમાં અંતર્યામીનાં દર્શન

કરે, સદા સત્ય બોલે, પોતામાં મસ્ત રહે, નિર્ભય થઈ પ્રભુપ્રાર્થના કરે, કોઈથી મોહ સંબંધ ન રાખે. હે દાદુ! આ સંસારમાં આવા મનુષ્યો બહુ જ થોડા છે.”

૪

આ દુનિયામાં હજારો વરસોથી वसुधैव कुटुम्बकम् એટલે કે આ પૃથ્વીમાં રહેવાવાળા સર્વે એક કુટુંબ સમાન છે એવું બોલાતું રહ્યું છે. આપણે એ જોઈ ગયા કે કોઈ પણ ધર્મ એવો નથી કે જેણે પોતાના અનુયાયીઓ સમક્ષ આ ઉદ્દેશ ન રાખ્યો હોય; વળી આપણે એ પણ જાણી લીધું કે કોઈ સંત કે મહાત્મા, સૂફી કે ફકીર, એવો નથી કે જેના હૃદયમાં આ ભાવના તીવ્રપણે રમતી ન હોય કે આ દુનિયામાં મનુષ્ય મનુષ્ય વચ્ચેના અંતરાયો કે જે એકમેકને અળગા રાખે છે તે કોઈ પણ પ્રકારે તૂટી જાય. પ્રકૃતિનું વલણ એ બાજુ જ છે. તે પણ માનવ સમાજને એ દિશાએ લઈ જઈ રહી છે. વેદમાં ઉક્તિ છે કે:

> समानी व आकूतिः, समाना हृदयानि वः, समानमस्तु वो मनो, यथा वः सुसहासति, समानी प्रपा, सह वो अन्नभागः, समाने योक्त्रे, सहवो युनज्मि, सम्यञ्चो अग्निम् सपर्यत, अरानामिमिवामितः। सङ्गच्छ, संवदध्वं, संवो मनान्सि जानताम्।

“તમારી સૌની આવશ્યકતા એક હો, સર્વનાં દિલ હળેલાંમળેલાં હો, મન એક હો, આમાં જ સર્વનું શ્રેયસ્ છે, તમે સહુ મળીને કામ કરો, ભોગ ભોગવો, ઈશ્વરે તમને સૌને એક જ મહાન કાર્યમાં પરોવ્યા છે.

આત્મજ્યોત તમને એજ રીતે એક જ દિશામા લઈ જઈ રહી છે જે રીતે પૈડાના આરા નાભીને એક જ દિશામા ચલાવે છે તમે સૌ સાથે રહો, એક જ અવાજે બોલો, સૌની બુદ્ધિ એક જ દિશામા કામે લાગો અને એક જ સત્યને પિછાણો ”

જે સૃષ્ટિનુ ચિત્ર આ વેદમત્રમા આલેખાયુ છે તે દુનિયાની શુભ ઘોષણા હરેક ધર્મ કરતો રહ્યો છે અને દરેક ધર્મે દુનિયાને તેવી બનાવવાનો પ્રયત્ન કર્યો છે દુનિયાના સર્વ દેશોને તથા સમય સમયના પેગબરોને સમક્ષ રાખી પવિત્ર કુરાનમા કહેવાયુ છે

“હે પયગમ્બરો ! સાચે જ તમારા આ સર્વ સપ્રદાયો એક જ ધર્મ છે અને હુ તમારો નિયતા છુ તો તમે મારાથી ડરીને ચાલો પરતુ મનુષ્યોએ પોતાના ધર્મના આપસ આપસમા ભાગના કરી નાખ્યા અને દરેક સપ્રદાય પાસે જે કાઈક છે તેમા જ એ મસ્ત છે (મોમેનૂન ૫૧–૫૪)

બાઈબલમા વચનો છે

‘તમારી સૌની બુદ્ધિ એકસરખી ચાલે સૌની સૌ પ્રત્યે સહાનુભૂતિ હોય એકમેક સાથે પ્રીતસબધ જોડો સૌના દિલમા દયા હોય સૌમા નમ્રતા હોય બૂરાઈનો બદલો બૂરાઈથી કોઈ ન લે, ગાળના બદલામા ગાળ ન દે સૌ એક બેજાનુ ભલુ ઇચ્છે દિલ સૌના મળેલા હોય સૌ એકમેકની સાથે શાતિથી રહે’ (કુરિંથીઓને ૫૧)

‘પ્રભુ મનુષ્ય મનુષ્યમા કાઈ ભેદ નથી રાખતો માનવ કોઈ પણ જાતિનો હોય પણ જો તે ઈશ્વરથી ડરીને ચાલતો હોય તથા સત્કર્મો કરતો હોય તો ઈશ્વર એને અપનાવે છે”
(ન્યૂનો કેઐમાન)

"નથી કોઈ યહૂદી, કે નથી કોઈ યુનાની, નથી કોઈ ગુલામ કે નથી કોઈ આઝાદ, નથી કોઈ પુરુષ કે નથી કોઈ સ્ત્રી, ઈશુ ખ્રિસ્તની સમક્ષ તમે સૌ એક છો" (ગિલિતિયોને પત્ર)

ચીનના મહાત્મા કુંગ ફૂત્સેનું કથન છે·

'પડોશીઓ સાથે હેતપ્રેમથી રહેતાં શીખો સૌ ભાઈઓ સાથે પ્રેમથી રહો" (ગોફિગ)

મહાત્મા બુદ્ધે કહ્યુ છે

"અને આ સૌ હરતાફરતા મનુષ્યો શુ છે? આ સઘળા એક જ શરીરના અવયવો — હાથપગ છે, તેથી દરેક અવયવે એકબીજા અવયવની કાળજી રાખવી ઘટે."

હિન્દુ ધર્મનો જાણીતો ઉપદેશ છે:

अय निज परोवेति गणना लघु चेतसम्
अुदार चरितानाम तु वसुधैव कुटुम्बकम् ।

"આ મારો ને આ પારકો છે એ રીતે જે સમજે છે તે સકુચિત વિચારનો છે. પણ જેઓ મોટા મનના છે તેઓ આ પૃથ્વીમા રહેવાવાળા સૌને કુટુંબી ગણે છે"

સાર એ છે કે ધર્મગ્રથોમા આ ઉપદેશ ભરેલો પડ્યો છે પરતુ મનુષ્ય સમાજ હજી આ આદર્શ સુધી પહોંચ્યો નથી આનું કારણ શુ છે? આના બે કારણો છે. પહેલુ કારણ એ છે કે ઘણા જણ આ સત્યને સમજી નથી શકતા. બીજું કારણ એ છે કે જેઓ સમજ્યા છે તેઓ તેનો અમલ નથી કરી શકતા. ધ્યેયને ન પહોચી શકવાની જવાબદારી એના ઉપર નથી કે જે સત્યને સમજી શક્યો નથી પણ તેમના ઉપર છે કે જેઓ સમજ્યા છે છતાં આચરણમાં

મૂકી શકતા નથી દુનિયાને પલટાવનારી વસ્તુ આચરણ છે, એ ખરુ રહસ્ય છે આપણી વાતો, આપણા ઉપદેશો તથા આપણા વાદવિવાદ કરતા આપણા કાર્યોનો પ્રભાવ બીજા ઉપર વધારે પડે છે

ગીતા અને કુરાન વાચકો સમક્ષ મૂકવાનો ઉદ્દેશ એ નથી કે અમે માત્ર બુદ્ધિને સતોષવા ઇચ્છીએ છીએ પરતુ અમારી નેમ તો એ છે કે મનુષ્ય સત્યનુ આચરણ કરવાની શક્તિ પ્રાપ્ત કરે અમે ઇચ્છીએ છીએ કે આ બને સદ્ગ્રથોનુ વાચન આચરણમા ઉતારવાની દૃષ્ટિથી થવુ જોઈએ અમારી કામના છે કે આના વાચનથી પ્રભુ આપણને એવુ બળ અર્પે કે જેથી આપણે આપણા વાડા, ન્યાતજાત, દેશ, ગામ, તથા કૌટુબિક સ્વાર્થ બધનોને ઉખેડી નાખી શકીએ આ અત ગયો આપણને એકબીજાથી વેગળા રાખે છે ને લડાવી મારે છે આપણે સૌ એક છીએ એવુ વિચારવુ કે માની લેવુ એટલુ જ પૂરતુ નથી, પરતુ આવશ્યકતા એની છે કે આપણે આપણા વ્યક્તિગત તથા સામાજિક વ્યવહારમાથી એ વાતો કે જે મનુષ્ય મનુષ્ય વચ્ચે ભેદ ઊભો કરે છે તેને દૂર કરીએ, ભલે પછી તે રીતરિવાજો હોય, કાયદા હોય કે સાપ્રદાયિક બધનો હોય

આપણે માટે કોઈ નવા સપ્રદાયની કે ધર્મની જરૂર નથી એ માનવધર્મ કે જેના ઉપર સર્વ ધર્મોનો ને સપ્રદાયોનો આધાર છે તે આપણે સારુ પૂરતો છે અત્યારે આવશ્યકતા છે એક નવા સમાજની, નવી સસ્કૃતિની કે જેમા સાગતાગની, આ ટોળીની કે પેલી ટોળીની વાત ન હોય, પરતુ જેમા માનવ

ધર્મપ્રાણ ફૂંકાયેલો હોય, રહેણીકરણીમાં અને રીતરિવાજોમાં દરેક માનવનું સ્થાન સરખું હોય અને જેના કાયદાકાનૂનો વાડાબંધી તથા કુસંપને ટકાવનારાં કે અતૂટ રાખવાનાં સાધન ન બને; એવા જીવનની જરૂર છે કે જેની ઇમારત પરસ્પર પ્રેમના તથા સહાયતાના ઊંડા તથા મજબૂત પાયા ઉપર રચાયેલી હોય. આપણને એવા ધાર્મિક ચોકઠાની આવશ્યકતા છે કે જે આપણને એક જાત, એક ન્યાત, એક કુટુંબના જીવનપ્રદ બીબામાં ઢાળી દે. આપણો નવો ધર્મ એ આજકાલના સંપ્રદાયોની માફક એકબીજામાં અતડાપણું, ઘૃણા અને તિરસ્કાર ફેલાવનાર ન હોવો જોઈએ. આપણો સૌનો ભગવાન આવા અધર્મને આપણા દિલમાંથી તથા કામોમાંથી અળગો કરે. આપણો ધર્મ માનવતાનો, ત્યાગનો તથા પ્રેમનો હોય. આ જ ધર્મ છે કે જેને સર્વ અવતારી પુરુષોએ, સંતોએ, સાધુફકીરોએ સાચો માનવધર્મ કહ્યો છે.

અમે ઈશ્વરને પ્રાર્થના કરીએ છીએ કે ગીતા અને કુરાન પોતાના વાચકોમાં એવી શુદ્ધ સમજણ, હિંમત તથા શક્તિ ઉત્પન્ન કરે કે જેથી તેઓ આ પવિત્ર પુસ્તકોના ઉપદેશોનું આચરણ કરી શકે એટલે કે આજકાલનાં સામાજિક બંધનો કે જે આપણને બરબાદ કરી રહ્યાં છે તેમાંથી મુક્ત થઈ શકે અને નવી રીતનું સમન્વયકારી જીવન, સંસ્કૃતિના અને માનવધર્મના બીબામાં એવી રીતે ઢાળી દે કે જેથી એક વાર ફરીથી આ દેશમાં પ્રેમસરિતા વહેવા લાગે. આ વિના આપણે માટે માનવસેવાનો અથવા આપણી મુક્તિનો બીજો માર્ગ નથી.

# ગીતા

હિન્દુઓ જે ગ્રંથોને પોતાના ધર્મગ્રંથો માને છે તેની સખ્યા હજારોની નહીં તો સેંકડાની તો સહેજે ગણાવી શકાય દુનિયાના વર્તમાન ધર્મોમા બીજા કોઈ ધર્મોના ભાગ્યે જ આટલા બધા ધર્મગ્રંથો હશે એ સ્વાભાવિક છે આમ તો દુનિયાના સર્વ ધર્મો એકમેકને મળતા હોય છે અને એક જ સનાતન પરપરાના ભાગ, એક પુરાણી સાકળની કડીઓ, અથવા એક જ મહાવૃક્ષની ચારે તરફ પથરાયેલી શાખાઓના ફૂલ સમાન છે પરતુ જુદા જુદા દેશોની પરપરાઓ જોઈએ તો હિંદુ પરપરા દુનિયામા સૌથી પુરાણી છે યહૂદી પરપગ તે પછીની છે, ચીની પરપરા પણ અમારી જાણ પ્રમાણે એથી જૂની નથી એ સિવાય ચીની ધર્મે બે અઢી હજાર વર્ષ પહેલા જે ભારે પલટો ખાધો તેવો પલટો હિંદુ પરપરાએ કદી નથી ખાધો અથવા તો ખાતા ખાતા રહી ગઈ એમ કહેવુ જોઈએ

માનવ ઇતિહાસ હિંદુસ્તાન તથા ચીનથી ઘણો જૂનો છે હિંદુસ્તાન તથા ચીનની સ્સ્કૃતિઓથીયે હજારો વર્ષો પહેલા કેટલાયે વિખ્યાત સમાજો અસ્તિત્વમા હતા અને ઉન્નતિશિખરે તેઓ પહોચ્યા હતા પૃથ્વીના લખેલા કે અણલખ્યા ઇતિહાસથી એ સિદ્ધ થાય છે કે એક તરફ ઈશાનના પહાડોથી તે અરબી સમુદ્ર તથા હિન્દી મહાસાગર સુધી તથા બીજી બાજુ આફ્રિકાની નીલ નદીને કિનારે

કિનારે જૂના સમયમાં ઓછામાં ઓછા બે મોટા સમાજોએ સૃષ્ટિમાં આવીને હિન્દુસ્તાન અને ચીનથી હજારો વર્ષો પહેલાં માનવવર્ગને જીવનમાર્ગ દાખવ્યો હતો. પણ હવે તો તે સમાજોનાં ધરતીમાં દટાયેલાં રહ્યાંસહ્યાં હાડકાં ક્યાંક શોધવાથી મળે છે. ભાગ્યના અટલ ચક્રમાં પોતાનું રક્ત આવતી પેઢીને આપીને પોતાનાં સડતાં જતાં હાડમાંસનું ખાતર તૈયાર કરીને તે સમાજો તથા તેમની સંસ્કૃતિ આ દુનિયામાંથી લુપ્ત થઈ ગઈ. જેમ આ સૃષ્ટિનો સરજનહાર અનંત છે તેમ એની રચના પણ અનંત છે. આપણે અહીં કે તહીં આ સૃષ્ટિનું મૂળ તથા છેડો શોધવાની હિંમત કરવી જોઈએ નહીં. આપણી અલ્પબુદ્ધિ માટે એ અશક્ય કામ છે પણ આ વાત નિઃશંકપણે સાચી છે કે દુનિયામાં જે ગ્રંથો ઉપલબ્ધ છે તેમાં ઋગ્વેદ સૌથી જૂનો ગ્રંથ છે અને દુનિયામાં જે ધર્મપ્રણાલિકાઓ જીવંત છે તેમાં હિંદુપ્રણાલી સૌથી પ્રાચીન છે. ઋગ્વેદની આજની ૧૦,૫૮૦ ઋચાઓમાંની કઈ આરંભની અને કઈ ક્યારે ક્યારે ઉમેરવામાં આવી તેની ચર્ચામાં ઊતરવાની જરૂર નથી. આજના સર્વ ધર્મો તથા તેના ગ્રંથોનું સમગ્રપણે અવલોકન કરવાથી નિશ્ચિતપણે જણાશે કે સૌનું મૂળ એક ઈશ્વર છે, અને સર્વ ગ્રંથોની જનેતા જેને કુરાનમાં 'ઉમ્મુલ કિતાબ' કહેવાય છે તે ઈશ્વરની પાસે છે. ધર્મોના ઘણાખરા વિધિઓ, નામરૂપો અને શબ્દો સુધ્ધાંનું મૂળ ઋગ્વેદ તથા ખાસ કરીને એની પ્રારંભની ઋચાઓમાં છે. આ કારણે જ યુરોપના વિદ્વાનોએ 'ઋગ્વેદને સર્વ ધર્મોની મા'નું ઉપનામ આપ્યું છે.

…ગ્રંથોમાં વેદોને અને તેમાંયે ખાસ કરીને ઋગ્વેદને વધારે પ્રમાણભૂત માનવામાં આવે છે. પરંતુ વેદ મહાન છે, એની ભાષા પ્રાચીન તથા અટપટી છે, તેના એક એક મંત્રના અનેક અર્થો કરી શકાય એમ છે તે એટલે સુધી કે સામાન્ય માણસો માટે નહીં પણ વિદ્વાનો માટે પણ તે મંત્રો કોયડારૂપે છે અને રહેશે. ઉપનિષદોને વેદોનો સાર કહેવામાં આવે છે; અને તેને વેદોનો ભાગ માનવામાં આવે છે. ઉપનિષદોમાંયે બાર ઉપનિષદો મુખ્ય છે. તેના સર્વ મંત્રો એક પુસ્તિકામાં સમાઈ શકે તેટલા છે. આ મંત્રોમાં ભલાઈબૂરાઈના, પાપપુણ્યના ઉચ્ચ આદર્શો, દર્શનશાસ્ત્ર, બ્રહ્મ અને જીવનાં ગહન સત્યો સમાયેલાં છે તેથી તેનું સ્થાન અધ્યાત્મજ્ઞાનનાં પુસ્તકોમાં ઊંચામાં ઊંચું છે. હજારો ભણેલા હિંદુઓ એવા છે કે જેમને ભૂકંપ કે પ્રલય સમયે પૂછવામાં આવે કે બીજી દુનિયામાં લઈ જવા માટે કયો ખજાનો બચાવી રાખી સાથે લેવા ચાહો છો તો તેઓ કહેશે, "ઉપનિષદ". હિંદુ સિવાયના હજારો વિદ્વાનો પણ આ મતને મળતા થશે.

પરંતુ ઉપનિષદો પણ સામાન્ય જનતાને ગમ્ય નથી થતાં. એનું આસ્વાદન કરવું પણ વિરલાઓને શક્ય છે. ઉપનિષદો સિવાય હિંદુઓને બીજા કોઈ પણ ગ્રંથ ઉપર આસ્થા હોય તો તે શ્રીમદ્‌ભગવદ્‌ગીતા ઉપર. ગીતાની ભાષા તથા શૈલી એટલી સરળ છે કે તેના વાચકોની સંખ્યા ઉપનિષદોના વાચકો કરતાં હજારો ગણી વધારે છે. ગીતા-માહાત્મ્યમાં 'સર્વ ઉપનિષદો' ને એક ગાયને તોલે

મૂકવામા આવ્યાં છે અને ગીતાને 'તે ગાયનું દૂધ' અને 'મહાન અમૃત'ની ઉપમા મળી છે. આ ઉપમા ઘણે અંશે વાસ્તવિક છે. એ જ 'માહાત્મ્ય'માં કહેવાયુ છે કે જેણે ગીતાનો 'પાઠ સારી રીતે કરી લીધો છે' તેને 'બીજાં શાસ્ત્રો વાચવાની' જરૂર નથી. ખરેખર ગીતા તે સમયના સર્વ ધર્મશાસ્ત્રોનો નિચોડ છે. સંસ્કૃત પુસ્તકોમાં ગીતાનો પ્રચાર સૌથી વધારે છે. પાછલાં હજારો વર્ષોમાં કુરાનને બાદ કરતાં કોઈ પણ ગ્રંથનાં અનેક ભાષ્યો રચાયાં હોય તો તે ગીતાનાં જ. હિંદુસ્તાની સંસ્કૃતિનું ગીતા એક ઉત્તમ કુસુમ છે એ નિર્વિવાદ વાત છે. ગીતા એ એક એવું પુસ્તક છે કે જે કાળમર્યાદાથી પર છે, આ પૃથ્વીના પ્રત્યેક દેશની તે સર્વ કાળ માટેની મતા છે; એ સર્વને માટે લાભદાયી છે અને તેને માટે સૌને અભિમાન હોવું જોઈએ. ગીતા દુનિયાના ચિરંજીવી ગ્રંથોમાંનો એક છે.

કોઈ પણ દેશના મનુષ્યને દરેક સમયે એકસરખી મુસીબતો નડે છે. આ મુશ્કેલીઓનાં નામો કાળે કાળે બદલાતાં રહે છે. ક્યારેક કોઈક પ્રશ્ન આગળ આવે છે તો ક્યારેક કોઈક; પરંતુ મૂળમાં કોઈ ફેરફાર નથી થતા. દરેક માનવીના તથા સમાજના અંતરાત્મામાં સ્વાર્થપરમાર્થ, અહંતા તથા ઈશ્વર સાથેનું યુદ્ધ ચાલુ જ છે. આ યુદ્ધનાં રૂપો બદલાતાં રહે છે. અહંતા નાના નાના સ્વાર્થ રૂપે આપણી આંખો ઉપર પડળ ચઢાવે છે, આથી આપણે પોતા ને પારકાનો ભેદ અનુભવવા લાગીએ છીએ અને આપણા શ્રેયસ્માર્ગને આપણે દેખી શકતા નથી. આ જ

કારણે આપણે માનીએ છીએ કે આપણા મુખ્ય મુખ્ય ધર્મગ્રંથો માનવ સમાજને સન્માર્ગે વાળનાર ઉપદેશોનો મૂળ સ્રોત છે જે કદી સુકાતો નથી.

મહાભારતના ભીષ્મપર્વના ૨૫મા અધ્યાયથી ૪૨મા અધ્યાયો સુધીનું નામ ગીતા છે. આ ૧૮ અધ્યાયોમાં એ સંવાદ લખાયો છે કે જે મહાભારતના યુદ્ધ પહેલાં ભગવાન શ્રીકૃષ્ણ અને અર્જુન વચ્ચે થયો હતો. લડાઈને દશમે દિને સંજયે આ સંવાદ ધૃતરાષ્ટ્રને સુણાવ્યો હતો. સંજય કહે છે:

> "વ્યાસજીની કૃપા વડે યોગેશ્વર કૃષ્ણને શ્રીમુખેથી મેં આ ગુહ્ય પરમયોગ સાંભળ્યો." (૧૮–૭૫)

ભીષ્મ પર્વના બીજા અધ્યાયમાં કહેવાયું છે કે વ્યાસે સંજયને 'દિવ્યદષ્ટિ' આપી હતી કે જેથી દૂર બેઠાં બેઠાં લડાઈ નીરખી શકાતી હતી તથા તેની વાતો સાંભળી શકાતી હતી. કેટલાક આલોચકોએ એવો અભિપ્રાય વ્યક્ત કર્યો છે કે રણાંગણમાં બન્ને સૈન્યો જ્યારે યુદ્ધ માટે સજ્જ થઈ ઊભેલાં હોય તેવા કટોકટીના સમયે શ્રીકૃષ્ણ અને અર્જુન વચ્ચે શ્લોકોમાં આટલી લાંબી વાતચીત થાય અને કોઈક કરામતથી દૂર બેઠે બેઠે સંજય તે સાંભળે અને યાદ રાખે આ ન બનવા જેવી અશક્ય ઘટના છે. આ વિવાદ એટલે સુધી પહોંચ્યો કે એક ટીકાકારે ૧૦૦, બીજાએ ૩૬, ત્રીજાએ ૨૮ અને ચોથાએ ૭ શ્લોકો મૂળ છે એમ શોધી કાઢ્યું. આ વિદ્વાનોનું કહેવું એવું છે કે મૂળ શ્લોકોમાં જે કહેવાયું છે તે જ અસલી વાત શ્રીકૃષ્ણે અર્જુનને સમજાવી હતી; પછીથી શ્રીવ્યાસે એમાં ઉમેરો કરીને ૭૦૦ શ્લોકોની ગીતા તૈયાર

કરી. આ કોયડો ઉકેલવાની દૃષ્ટિએ કેટલાયે વિદ્વાનો ગીતામાં આવેલા યુદ્ધવર્ણનને રૂપક અલંકાર માને છે અને તેઓ પ્રતિપાદિત કરે છે કે મનુષ્યના આત્મામાં ભલાઈબૂરાઈ વચ્ચે ચાલતી લડાઈનું જ આ વર્ણન છે. આ વિષયમાં લોકમાન્ય તિલક મહારાજનો મત સાચો લાગે છે.

> "જેને ગ્રંથનું રહસ્ય જાણવું હોય તેણે બહારની પરીક્ષાન વાદવિવાદમાં પડવું જરૂરી નથી."
>
> ('ગીતારહસ્ય' – વિષયપ્રવેશ

મહાભારતની લડાઈ ક્યારેય થઈ હોય કે ન થઈ હોય, એ લડાઈ પહેલાં શ્રીકૃષ્ણે તથા અર્જુને આ રીતને સંવાદ કર્યો હોય કે ન કર્યો હોય, સંજયને દિવ્યદૃષ્ટિ લાધી હોય કે ના લાધી હોય પણ એક વાત સ્પષ્ટ છે કે ગીતાના શ્લોકો ન તો શ્રીકૃષ્ણના, અર્જુનના કે સંજયના રચેલા છે. આ રચના છે વ્યાસની. ગીતાના શ્લોકો આ રીતે જ શ્રીકૃષ્ણના કે અર્જુનના મુખમાંથી નીકળેલા સમજવા અથવા ગીતાની ઘટનાને ઇતિહાસની કસોટી ઉપર ચઢાવવી એ ગીતાનો અનાદર કર્યા બરાબર છે. તે 'ભગવદ્ગીતા' જે 'સર્વ ઉપનિષદોને દોહીને' તૈયાર કરવામાં આવી છે, તે વાંચ્યા પછી બીજા કોઈ શાસ્ત્રગ્રંથો વાંચવાની જરૂર નથી રહેતી. ગીતા વિશિષ્ટ રીતે તે સમયની ધાર્મિક અવસ્થાનું ચિત્ર દોરે છે; અને સ્પષ્ટરૂપે દરેક દેશ તથા કાળના સંકટગ્રસ્ત આત્માઓ માટે એક ઉચ્ચ, અણમોલ અને અમર સંદેશ આપે છે.

ગીતામાં ઠેરઠેર તે સમયના ધર્મોની દશા, અલગ અલગ પંથો, સંપ્રદાયો, વાડાઓ, ધર્મવિચારો, પૂજાના વિધિઓ,

રીતરિવાજો, વહેમો, દર્શનશાસ્ત્ર વગેરેનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. તેની સત્યાસત્યતાની, તેમાંના પરસ્પર વિરોધની ચર્ચા કરવામાં આવી છે. જુદી જુદી માન્યતાઓ અને એક જ ઈશ્વરની પૂજાના નિરનિરાળા પ્રકારોમાં મૂળભૂત સમાનતા બતાવીને સમન્વય સાધવાનો પ્રયત્ન ગીતાએ કર્યો છે. આત્મ-સંયમ તથા સદાચારને સર્વ ધર્મોનું મૂળ તથા આત્મોન્નતિનું પ્રથમ પગથિયું દાખવવામાં આવ્યું છે. પોતાપારકાના ભેદ પડદાને ચીરીને 'પોતાની પેરે સૌને', 'પોતામાં સૌને' અને 'સર્વમાં સ્વને' જોવાની દૃષ્ટિ મોક્ષ માટે આવશ્યક છે, એમ કહેવામાં આવ્યું છે. જડ, ચેતનમય સકળ સૃષ્ટિમાં તથા 'સર્વ પ્રાણીઓમાં' એક જ ઈશ્વિર છે તેનો ઉપદેશ અપાયો છે. છેવટે આ સર્વ માર્ગો પાર કરીને પોતાના આત્માને સંપૂર્ણપણે શુદ્ધ કર્યા પછીનો તથા તેના ઉપર કાબૂ મેળવ્યા પછીનો આત્મોન્નતિનો ક્રમ, પ્રકાર શો છે તેનો સંકેત કર્યો છે. આ છે શ્રીમદ્‌ભગવદ્‌ગીતાનું રહસ્ય.

હવે આપણે એ જોવું રહ્યું કે ઉપર દર્શાવેલ દરેક વિષય અંગે ગીતામાંથી શું મળે છે અને શો ઉપદેશ લાધે છે.

પ્રથમ તો આપણે તે સમયનાં અવસ્થા, વિચારો તથા રીતરિવાજો કે જેની માહિતી ગીતામાંથી મળે છે તે સમજી લઈએ.

ગીતાના આરંભમાં અર્જુને પોતાની પહેલી મોટી મુશ્કેલી શ્રીકૃષ્ણ સામે રજૂ કરી તે આ છે :

"જો હું યુદ્ધ કરું તો કુળનો નાશ થાય છે, કુલના નાશથી સનાતન કુલધર્મોનો નાશ થાય છે, અને ધર્મનો નાશ થાય તો અધર્મ આખા કુલને ડુબાડી દે (૧–૪૦). અધર્મની વૃદ્ધિ થવાથી કુલસ્ત્રીઓ દૂષિત થાય અને તેમના દૂષિત થવાથી વર્ણોનો સંકર થાય (૧–૪૧). આવા સંકરથી કુલઘાતકનો અને તેના આખાયે કુલનો નરકમાં વાસ થાય છે, અને પિંડોદકની ક્રિયાથી વંચિત રહેવાથી તેના પિતૃઓની અવગતિ થાય છે (૧–૪૨). કુલઘાતક લોકોના આ વર્ણસંકરને ઉત્પન્ન કરનાર દોષોથી સનાતન જાતિધર્મો અને કુલધર્મોનો નાશ થાય છે (૧–૪૩). જેમના કુલનો નાશ થયો હોય એવા મનુષ્યોનો અવશ્ય નરકમાં વાસ થાય છે એવું આપણે સાંભળતા આવ્યા છીએ (૧–૪૪). અરે, કેવી દુઃખની વાત છે કે અમે મહાપાપ કરવાને તૈયાર થયા છીએ; એટલે કે રાજ્યસુખને લોભે સ્વજનને હણવા તત્પર થયા છીએ (૧–૪૫)."

અર્જુને આ પહેલા અધ્યાયના ૩૬, ૩૯ તથા ૪૫મા શ્લોકમાં 'પાપ' શબ્દ વાપર્યો છે. જે પાપની વાત અર્જુન કરે છે તે સાધારણ હિંસા એટલે કે મનુષ્યને મારી નાંખવાની વાત નથી પરંતુ પોતાના કુલનો નાશ કરવાના પાપ અંગેની છે (૧–૩૮, ૩૯). આપણે એ પણ ધ્યાનમાં રાખવું જોઈએ કે ગીતામાં 'જાતિ' (૧–૪૩)નો

રિવાજ હતો. 'જન્મ' એ શબ્દનો અર્થ પિતૃપરંપરા સાથે સંકળાયેલો છે.

બીજા અધ્યાયમાં આપણને તે સમયના વળી બીજા વિચારો જાણવા મળે છે. આમાંનો ખાસ વિચાર 'વેદોને માનવાનો' છે. લોકો વેદોની ચર્ચામાં આનંદ માનતા (૨–૪૨). તેની તેમના ઉપર ભારે અસર હતી અને ખુદ અર્જુનના હૃદય ઉપર વેદોનો ભારે પ્રભાવ હતો (૨–૫૩). વેદોની વાત કહેવા સાંભળવામાં તેમને ભારે રસ પડતો હતો (૨–૪૨). તેમની એવી માન્યતા હતી કે આથી વધારે સારી વસ્તુ દુનિયામાં નથી (૨–૪૩). પરંતુ વેદોમાંથી એમણે પોતાના જીવનમાં જે વાતો ઉતારી હતી તે બાહ્ય આચારો હતા (૧–૪૩) જેવાં કે યજ્ઞ, હોમ, જપ, તપ, પૂજા, પાઠ, દાન વગેરે (૯–૨૦, ૨૧; ૧૧–૪૮, ૫૩). આ બધાંનું લક્ષ્ય 'ભોગ ઐશ્વર્ય', સાંસારિક 'કામનાઓ' પ્રાપ્ત કરવાનું હતું, વધુમાં વધુ 'સ્વર્ગલોક' મેળવીને ત્યાંના 'દિવ્ય ભોગો' ભોગવવાનું હતું (૨–૪૩, ૪૪; ૯–૨૦, ૨૧). એમને મન નરક એટલે દુઃખ અને સ્વર્ગ એટલે સુખ. યજ્ઞ કેટલાયે પ્રકારના હોય છે (૪–૩૨). ઋક, સામ અને યજુર વેદો ઉપરાંત (૯–૧૭, ૨૦) ઘણા લોકો જુદી જુદી સ્મૃતિઓને માનવાવાળા હતા અને વૈદિક યજ્ઞ ઉપરાંત સ્મૃતિ યજ્ઞ પણ થતા હતા (૯–૧૬). બન્ને જાતના યજ્ઞોમાં મંત્રપાઠ સાથે ઘીની તથા અન્ય ખાદ્ય પદાર્થોની આહુતિઓ અપાતી હતી (૪–૨૪; ૯–૧૬), અને સોમરસનું પાન કરવામાં આવતું હતું (૯–૨૦). ગીતાના બીજા, છઠ્ઠા તથા

નવમા અધ્યાયોમાં અને બીજે ઠેકાણે જ્યાં જ્યાં વેદોનો ઉલ્લેખ થયો છે ત્યાં ત્યાં વેદોના બાહ્ય આચારવિચારો સાથે જ સંબંધ છે, વેદોના જ્ઞાનકાંડના વ્યાપક તથા સર્વહિતકારી સિદ્ધાંતો સાથે એમનો અંશમાત્ર સંબંધ રહ્યો ન હતો.

એક ઈશ્વર સિવાય તેઓ અનેક દેવદેવીની પૂજા કરતા હતા. આ દેવદેવીઓ પાસેથી વરદાનો માગવામાં આવતાં હતાં, અને દુન્યવી સુખોની પ્રાપ્તિ માટે પ્રાર્થનાઓ થતી હતી; દેવતાઓને પ્રસન્ન રાખવાના ઉપાયો યોજાતા; એમને નામે યજ્ઞો થતા તથા આહુતિઓ અપાતી (૩–૧૧, ૧૨; ૪–૧૨, ૨૫; ૭–૨૦, ૨૩). 'પત્ર, પુષ્પ, ફળ, જળ વગેરે' ચઢાવવામાં આવતાં હતાં (૯–૨૬). દેવતાઓ ઉપરાંત પિતૃઓ તથા 'ભૂતો'ની પૂજાનો રિવાજ પણ હતો. સૌને નામે અલગ અલગ યજ્ઞો થતા હતા અને સૌને જુદી જુદી વસ્તુઓ અર્પણ થતી હતી (૯–૨૫, ૨૬). શુકન વગેરેના વહેમો પ્રચલિત હતા (૧–૩૧).

ચાર વર્ણો ઉપરાંત ચાર આશ્રમોની પ્રથા હતી. એમાં પણ હૃદયની શુદ્ધિને બદલે વેશ, રંગઢંગ, બાહ્ય દેખાવ તથા ઉપર ઉપરના નિયમો પર વધારે ભાર મૂકવામાં આવતો હતો. જેમ કે સંન્યાસીઓએ અગ્નિને હાથ ન લગાડવો, અમુક કામ ન કરવું વગેરે (૬–૧).

જેઓ એક ઈશ્વરને માનતા હતા તેઓના માર્ગો પણ જુદા જુદા હતા (૪–૧૧). સાર એ છે કે તે વેળા

દેશમાં નિરનિરાળા પંથો તથા ‘ ધર્મો ’ ચાલુ હતા ( ૧૮–૬૬ ). કેટલાક લોકો ‘ સિદ્ધિઓ ’ ની પાછળ ભટકતા હતા, અને તેને મેળવવાના બે માર્ગો માનવામાં આવતા હતા. એક યજ્ઞ વગેરેનો – કર્મકાંડનો માર્ગ તથા બીજો સંસારથી દૂર રહેવાનો – લુખા જ્ઞાનનો માર્ગ.

આવી સ્થિતિમાં સ્વાભાવિક રીતે દર્શનશાસ્ત્રની દૃષ્ટિએ બે પરસ્પર વિરોધી વિચારોનું અસ્તિત્વ હતું. બન્ને વાદોનો ઉલ્લેખ ગીતામાં ઠેકઠેકાણે છે (૨–૩૯; ૩–૩; ૫–૨; –૧૩–૨૪). સાંખ્ય અથવા જ્ઞાનવાળા કે જેઓ કર્મને બદલે જ્ઞાન ઉપર ભાર દેતા હતા અને જ્ઞાનને જ મુક્તિનું સાધન માનતા હતા તેનો એક વર્ગ જે સર્વ પ્રકારનાં કર્મોને ત્યાજ્ય માનતા હતા (૧૮–૩); અને સાંસારિક જીવન ત્યાગીને સંન્યાસને મુક્તિ માટેની આવશ્યક અવસ્થા માનતા હતા. બીજો વર્ગ હતો કર્મમાર્ગીઓનો. તેઓ બાહ્ય રીતરિવાજો, વિધિઓ તથા યજ્ઞયાગાદિ ઉપર ભાર મૂકતા હતા અને તેને મુક્તિનું સાધન માનતા હતા. ગીતામાં જ્ઞાન અને કર્મ બન્નેને ‘યોગ’ નામ અપાયું છે (૩–૨). ધ્યાન, તથા પ્રાણાયામના કેટલાયે પ્રકારો હતા (૧૩–૨૪, ૪–૨૯).

ગીતામાં સ્પષ્ટ રીતે કહેવાયું છે કે તે સમયે આ દેશમાં માત્ર પાંડવો ઉપર કૌરવોના જુલમો જ થયા ન હતા પણ ‘ ધર્મની ગ્લાનિ તથા અધર્મના અભ્યુદય’ નો તે કાળ હતો. ‘ ધર્મની પુનઃસંસ્થાપના ’ કરવાનો, ગીતા જેવા અમર ઉપદેશનો તથા અવતારોને દુનિયામાં આવવાનો તે યોગ્ય સમય હતો (૪–૭,૮).

આવા પંથોની જાળમાં ફસાયેલા ધોરી માર્ગે ન દેખનારા કર્તવ્યમૂઢ અર્જુને સીધે માર્ગે પોતાને વાળવાની શ્રીકૃષ્ણને પ્રાર્થના કરી છે. અર્જુનની આ પ્રાર્થનાનો ઉત્તર તે ગીતાનો ઉપદેશ છે.

હવે આપણે ગીતાના પ્રત્યેક અધ્યાયનું વિહંગાવલોકન કરીશું. આ અધ્યાયોમાં કેટલેય ઠેકાણે એક જ વાતનું આવર્તન થયેલુ છે ને તે ધાર્મિક ઉપદેશગ્રંથોમાં સ્વાભાવિક છે.

# ગીતાધર્મ

## પહેલો અધ્યાય

પહેલા અધ્યાયમાં અર્જુને પોતાની મુશ્કેલીઓ શ્રીકૃષ્ણ પાસે રજૂ કરી તેનો ઉલ્લેખ અમે આગળ કરી ચૂકયા છીએ. અર્જુનની મુશ્કેલી આ પ્રમાણેની હતી: આ યુદ્ધથી અમારાં કુળ, જાત અને કુટુંબના જૂના રીતિરિવાજોનો નાશ થશે, અમે વર્ણસંકર થઈ જઈશું, પિતૃઓને પિંડદાન નહીં પહોંચી શકે, આ સર્વેનો 'ધર્મ'નો ક્ષય થશે અને આવા ધર્મનાશથી અમારું કુટુંબ નરકને પામશે. અર્જુને આ વાત સ્પષ્ટ રીતે કહી છે કે આ જૂના 'ધર્મો'ના નાશથી સર્વ લોકો 'નરક'માં પડશે, એ અમે અમારા પૂર્વજોથી સાંભળતા આવ્યા છીએ.

## બીજો અધ્યાય

શ્રીકૃષ્ણનો ઉત્તર બીજા અધ્યાયથી આરંભાય છે. આ સઘળી વાતોને શ્રીકૃષ્ણે અર્જુનનો માત્ર 'મોહ' (૨-૨), તેની 'ઇજ્જતથી ઊલટું' અને તેના 'દિલની કમજોરી' (૩-૩) કહીને ટાળવા ચાહી છે. આથી અર્જુનને સંતોષ ન થયો ત્યારે શ્રીકૃષ્ણે હસતાં હસતાં કહ્યું:

> "તું શોક ન કરવા યોગ્યનો શોક કરે છે અને પંડિતાઈના બોલ બોલે છે, પણ પંડિતો મૂઆજીવતાનો શોક નથી કરતા" (૨-૧૧).*

---

* જ્યાં જ્યાં ગીતાના આખા શ્લોકોનો અનુવાદ કરવામાં આવ્યો છે ત્યાં ત્યાં પૂ. ગાંધીજીના 'અનાસક્તિયોગ' (૧૯૪૪ની આવૃત્તિ) નો ઉપયોગ કર્યો છે. —અનુવાદક

આ પછી શ્રીકૃષ્ણે અર્જુનને અભિમાનથી પર, કામના-રહિત થઈને, જયપરાજયને સમાન ગણીને, કર્તવ્યને કર્તવ્ય સમજીને તેનું પાલન કરવાનો ઉપદેશ કર્યો છે. કર્તવ્ય-વિમુખતાને પાપ કહ્યુ છે. અને બીજા પ્રત્યેની આપણી ફરજ પૂરી કરવાને 'યોગ' કહ્યો છે (૨–૫૦).

શ્રીકૃષ્ણના આવા ઉપદેશ છતાંયે અર્જુનની ભ્રમિત બુદ્ધિને ઠેકાણે લાવવાની જરૂર રહી છે. અર્જુને પૂછ્યુ કે 'સ્થિર બુદ્ધિ'નાં અથવા 'સ્થિતપ્રજ્ઞ'નાં લક્ષણો શાં છે? 'પ્રજ્ઞા' શબ્દનો અર્થ બુદ્ધિ છે. આ પ્રશ્નના ઉત્તરમાં શ્રીકૃષ્ણે બીજા અધ્યાયના છેલ્લા અઢાર શ્લોકોમાં જે કહ્યુ છે તે જ ગીતાનો સાર ગણાય છે. શ્રીભગવાન બોલ્યા :

"હે પાર્થ! જ્યારે મનુષ્ય મનમા ઊઠતી બધી કામનાઓનો ત્યાગ કરે છે અને આત્મા વડે જ આત્મામા સતુષ્ટ રહે છે ત્યારે તે સ્થિતપ્રજ્ઞ કહેવાય છે દુખથી જે દુખી ન થાય, સુખની ઇચ્છા ન રાખે અને જે રાગ, ભય અને ક્રોધથી રહિત હોય તે સ્થિરબુદ્ધિ મુનિ કહેવાય છે બધે રાગરહિત રહીને જે પુરુષ શુભ અથવા અશુભ પામીને નથી હરખાતો કે નથી શોક કરતો તેની બુદ્ધિ સ્થિર છે કાચબો જેમ સર્વ કોરથી અગો સમેટી લે છે તેમ જ્યારે આ પુરુષ ઇન્દ્રિયોને તેમના વિષયોમાથી સમેટી લે છે ત્યારે તેની બુદ્ધિ સ્થિર થઈ છે એમ કહેવાય દેહધારી નિરાહારી રહે છે ત્યારે તેના વિષયો મોળા પડે છે પરતુ રસ નથી જતો, તે રસ તો ઈશ્વરસાક્ષાત્કાર થવાથી શમે છે. હે કૌન્તેય! ડાહ્યો પુરુષ યત્ન કરતો હોય છતા ઇન્દ્રિયો એવી મથન કરનારી છે કે તેનુ મન પણ બળાત્કારે હરી લે છે એ બધી ઇન્દ્રિયોને વશમા રાખી યોગીએ મારામાં તન્મય થઈ રહેવુ જોઈએ કેમ કે પોતાની ઇન્દ્રિયો

જેના વશમાં છે તેની બુદ્ધિ સ્થિર છે. વિષયોનું ચિંતવન કરનાર પુરુષને તેમને વિષે આસક્તિ ઉત્પન્ન થાય છે. અને આસક્તિમાંથી કામના થાય છે અને કામનામાંથી ક્રોધ ઉત્પન્ન થાય છે. ક્રોધમાંથી મૂઢતા પેદા થાય છે. મૂઢતામાંથી ભાન ભુલાય છે અને ભાન જવાથી જ્ઞાનનો નાશ થાય છે અને જેના જ્ઞાનનો નાશ થયો તે મૂએલા સમાન છે. પણ જેનું મન પોતાના કાબૂમાં છે અને જેની ઇન્દ્રિયો રાગદ્વેષરહિત હોઈ તેને વશ વર્તે છે, તે મનુષ્ય ઇન્દ્રિયોનો વ્યાપાર ચલાવતો છતો ચિત્તની પ્રસન્નતા મેળવે છે. ચિત્ત પ્રસન્નતાથી આનાં બધાં દુઃખો ટળે છે અને પ્રસન્નતા પામેલાની બુદ્ધિ તરત જ સ્થિર થાય છે. જેને સમત્વ નથી તેને વિવેક નથી, તેને ભક્તિ નથી. અને જેને ભક્તિ નથી તેને શાંતિ નથી. અને જ્યાં શાંતિ નથી ત્યાં સુખ ક્યાંથી હોય? વિષયોમાં ભટકતી ઇન્દ્રિયોની પાછળ જેનું મન દોડી જાય છે તેનું મન વાયુ જેમ નૌકાને પાણીમાં તાણી લઈ જાય છે તેમ તેની બુદ્ધિને ગમે ત્યાં તાણી લઈ જાય છે. તેથી હે મહાબાહો! જેની ઇન્દ્રિયો ચોમેર વિષયોમાંથી નીકળીને પોતાના વશમાં આવી ગયેલી હોય છે તેની બુદ્ધિ સ્થિર થાય છે. જ્યારે સર્વ પ્રાણી સૂતાં હોય છે ત્યારે સંયમી જાગતો હોય છે, જ્યારે લોક જાગતા હોય છે ત્યારે જ્ઞાનવાન મુનિ સૂતો હોય છે. નદીઓના પ્રવેશથી ભરાતો છતાં સમુદ્ર જેમ અચળ રહે તેમ જે મનુષ્ય વિષે સંસારના ભોગો શમી જાય છે તે જ શાંતિ પામે છે, નહીં કે કામનાવાળો મનુષ્ય. બધી કામનાઓને છોડી જે પુરુષ ઇચ્છા, મમતા તથા અહંકારરહિત થઈ વિચરે છે તે જ શાંતિ પામે છે. હે પાર્થ! ઈશ્વરને ઓળખનારની સ્થિતિ આવી વર્તે છે, તે પામ્યા પછી તે મોહને વશ નથી થતો, અને મરણકાળે પણ આવી જ સ્થિતિ નભે તો તે બ્રહ્મનિર્વાણ પામે છે" (૨-૫૫ થી ૭૨).

### ત્રીજો અધ્યાય

અર્જુનના મનમાં ફરીથી વિચાર ઉદ્‌ભવ્યો કે ઇન્દ્રિયોને વશ કરવાથી તથા અહંકારને ત્યજવાથી મુક્તિ મળે છે તો કર્મોમાં શા સારુ ફસાવું? આ શંકાનું નિવારણ ત્રીજા અધ્યાયમાં છે.

"કર્મનો આરંભ ન કરવાથી મનુષ્ય નૈષ્કર્મ્ય અનુભવતો નથી અને કર્મના કેવળ બાહ્ય ત્યાગથી મોક્ષ મેળવતો નથી (૩-૪) યજ્ઞાર્થે કરેલાં કર્મ સિવાયનાં કર્મથી આ લોકમાં બંધન પેદ થાય છે. તેથી હે કૌન્તેય! તું રાગરહિત થઈને યજ્ઞાર્થે કર્મ ક (૩-૯). જે મનુષ્ય માત્ર પોતા માટે જ પકાવે છે તે પાપી છે, ' 'પાપ' ખાય છે અને જે બીજાઓનો ખ્યાલ નથી કરતો ' 'ચોર' છે (૩-૧૨, ૧૩). યજ્ઞનો સાચો અર્થ આ છે. આથ વિરુદ્ધ જઈને ઇન્દ્રિયસુખમાં જે મગ્યો રહે છે તે પાપ આચ છે અને તેનું જીવન વ્યર્થ છે (૩-૧૬). મનુષ્યે બીજા મારફ પોતાનો સ્વાર્થ પૂરો કરાવવાની ઇચ્છા ન રાખવી જોઈએ (૩-૧૮). અસંગ રહીને જ કર્મ કરનારો પુરુષ મોક્ષ પામે (૩-૧૯). આવાં કર્મ કરીને જ જનકાદિ જેવા પરમસિદ્ધિ પામી ગયા. આમાં જ સૌનું કલ્યાણ છે (૩-૨૦). જેમ અજ્ઞાન લોકો આસક્ત થઈને કામ કરે છે તેમ જ્ઞાનીએ આસક્તિ રહિત થઈને લોકકલ્યાણને ઇચ્છીને કામ કરવું જોઈએ (૩ ૨૫). અધ્યાત્મવૃત્તિ રાખી બધાં કર્મો 'ઈશ્વરને અર્પણ કરીને આસક્તિ અને મમત્વ છોડીને રાગરહિત થઈને મનુષ્યે પોતાન ફરજ અદા કરવી (૩-૩૦). પોતપોતાના વિષયોને વિષે ઇન્દ્રિ યોને રાગદ્વેષ રહેલા જ છે. તેમને વશ મનુષ્યે ન થવું ઘટે, કેમ ' તેઓ મનુષ્યના વાટશત્રુ છે (૩-૩૪). પરાયો ધર્મ સુલભ હોય છતાં તેના કરતાં પોતાનો ધર્મ વિગુણ હોય તોયે વધારે સારો છે. સ્વધર્મમાં મોત સારું છે. પરધર્મ ભયાનક છે. (૩-૩૫)

મનુષ્યને પાપ તરફ પ્રેરનાર બે ચીજો છે–કામ તથા ક્રોધ. એને શત્રુરૂપ સમજ. જેમ ધુમાડાથી અગ્નિ અથવા મેલથી અરીસો અથવા ઓરથી ગર્ભ ઢંકાયેલો રહે છે, તેમ કામાદિરૂપ શત્રુથી આ જ્ઞાન ઢંકાયેલું રહે છે (૩–૩૭, ૩૮). તેથી પહેલાં તો ઇન્દ્રિયોને નિયમમાં રાખી જ્ઞાન અને અનુભવોનો નાશ કરનારા આ પાપીનો અવશ્ય ત્યાગ કરવો જોઈએ (૩–૪૧). ઇન્દ્રિયો સૂક્ષ્મ છે, તેથી વધારે સૂક્ષ્મ મન છે, તેથી વધારે સૂક્ષ્મ બુદ્ધિ છે. જે બુદ્ધિથી પણ અત્યંત સૂક્ષ્મ છે તે આત્મા છે (૩–૪૨). આમ બુદ્ધિથી પર આત્માને ઓળખીને અને આત્મા વડે મનને વશ કરીને કામરૂપ દુર્જય શત્રુનો સંહાર કરી આત્મા ભણી આગળ વધો (૩–૪૩). આ જ સાચો ધર્મ છે અને આ જ તે યોગ છે જે પરંપરાથી ચાલતો આવેલો છે, અને જેને ભૂલી જવાથી મનુષ્યો અધર્મમાં ફસાયા છે (૪–૧થી૩).

## ચોથો અધ્યાય

ચોથા અધ્યાયમાં કહેવામાં આવ્યું છે કે

"જ્યારે જ્યારે ધર્મ મંદ પડે છે અને અધર્મ જોર કરે છે ત્યારે ત્યારે મહાન આત્માઓ જન્મ લે છે અને ધર્મમાર્ગ દાખવે છે." (૪–૭, ૮)

રાગ, ભય, ક્રોધરહિત થયેલા ઈશ્વરનું જ ધ્યાન ધરતાં તેનું શરણું લેનારાને સાચું જ્ઞાન લાધે છે તથા તેઓ છેવટે ઈશ્વરમય થઈ જાય છે (૪–૧૦) મોક્ષ મેળવવા માટે કોઈ વિધિઓની જરૂર નથી; મોહ, ભય તથા ક્રોધ મનમાંથી કાઢી નાંખીને તેને ઈશ્વર તરફ લઈ જવાની જરૂર છે.

કર્મકાંડ દરેક ધર્મમાં જુદા જુદા હોય છે. ગીતા આ સર્વેને સમાન દૃષ્ટિએ જુએ છે.

ये यथा मा प्रपद्यन्ते तास्तथैव भजाम्यहम्
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वश. ।४-११

શ્રી ભગવાન કહે છે કે જેઓ જે રસ્તેથી મારી પાસે આવે છે તે રસ્તે હુ તેમને મળું છું. જે રીતે એક ચક્રની ચારે કોર ઊભા રહેનારા કેંદ્રને પહોંચવા માટે જુદે જુદે માર્ગેથી ચાલીને એક જ ઠેકાણે પહોંચે છે તે જ રીતે અલગ અલગ પંથોના અનુયાયીઓ એક ઈશ્વરને પામે છે.

એ માટે જ ગીતાનો ઉપદેશ છે:

> જ્ઞાનીઓનો ધર્મ છે કે જે અજ્ઞાનીઓ ભલા કામમાં મગ્ન હોય તેમની બુદ્ધિને ડગાવવી નહીં પરંતુ તેમને તે શુભ કામો માં લાગેલા રહેવા દેવા (૩-૨૬ થી ૨૯).

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર આ ચાર વર્ણો માટે ગીતાનું કથન છે કે કોઈ પણ મનુષ્ય નથી આવો ભેદ કરી શકતો કે તેનો જન્મ સાથે કાંઈ સંબંધ છે એમ કહી શકતો. પરમેશ્વરે ચાર વૃત્તિવાળા અને ચાર પ્રકારનાં કામ કરવાવાળાને જન્માવ્યા છે. આ તફાવત સ્વાભાવિક છે. મનુષ્યને તેના ગુણ તથા કર્મ અનુસાર – गुणकर्म विभागश :– બ્રાહ્મણ, ક્ષત્રિય વગેરે ગણવો જોઈએ.

અઢારમા અધ્યાયમાં ચારે વર્ણોનાં ગુણકર્મ વર્ણવાયાં છે. (૧૮-૪૧ થી ૪૪). એટલે કે કયા ગુણવાળો તથા કયું કામ કરવાવાળો બ્રાહ્મણ ગણાય, કયા ગુણવાળો ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર ગણાય. વળી સ્પષ્ટ થયું છે કે મનુષ્ય પોતાના સ્વભાવ પ્રમાણે કામ કરે કે જે એને માટે સ્વાભાવિક

હોય એટલે કે જે તરફ એની દૃષ્ટિ હોય અને જેને માટેની એની યોગ્યતા હોય.

આ રીતે પોતપોતાના સ્વભાવ અનુસાર ખરા હૃદયથી અને ઈશ્વર નિમિત્તે કામ કરનાર પુરુષ પોતાને માર્ગે સિદ્ધિ મેળવે છે. આ જ દરેક મનુષ્યનો 'સ્વધર્મ' છે. ૧૮-૪૫ થી ૪૭)

જે મનુષ્ય પોતાના સુખના ઇરાદાથી કર્મ નથી કરતો તે જ્ઞાની છે. જેનું મન પોતાને વશ છે, જે દ્વંદ્વોથી પર છે, જે બીજાનો દ્વેષ નથી કરતો, જે યજ્ઞ રૂપે કર્મો કરે છે તે કર્મ-બંધનમાં ફસાતો નથી (૪-૧૯ થી ૨૩). જે કાંઈ એ દેખી રહ્યો છે તે ઈશ્વરની લીલા છે એમ સમજીને મનુષ્યે કામ કરવું જોઈએ.

ઈશ્વર નિત્ય છે અને બીજું બધું નાશવાન છે, છેવટે સૌએ ઈશ્વર તરફ જવાનું છે અને તેમાં જ લીન થવાનું છે. આ સમજ રાખીને જે કામ કરે છે તે યજ્ઞ આદરે છે. (૪-૨૩, ૨૪) મનુષ્યો જુદી જુદી જાતના યજ્ઞો કરે છે— તપ, પ્રાણાયામ વગેરે. આનો ઉલ્લેખ વેદોમાં છે પણ આ સર્વ કરતાં ચડિયાતો યજ્ઞ જ્ઞાન છે, જેની પ્રાપ્તિ પછી મનુષ્ય બીજામાં ફસાતો નથી. આ જ્ઞાન દ્વારા મનુષ્ય તમામ પ્રાણીઓને પોતામાં અને સૌને ઈશ્વરમાં અને સૌમાં ઈશ્વર દેખી શકે છે (૪-૨૫ થી ૩૫).

સૌને પોતાના જેવા સમજવા તથા સર્વમાં ઈશ્વરદર્શન કરવાં આ જ્ઞાનની છેલ્લી દશા ગીતામાં દર્શાવાઈ છે.

આ જ્ઞાનથી ચઢિયાતી બીજી કોઈ વસ્તુ આ દુનિયામાં નથી. યોગી ક્રમે ક્રમે એને પોતાનામાં અનુભવે છે. (૪-૩૮)

આ માટે શ્રદ્ધાની તથા ઇન્દ્રિયનિગ્રહની આવશ્યકતા
(૪–૩૧).

### પાંચમો અધ્યાય

પાંચમા અધ્યાયમાં અર્જુને ફરી એ જ પ્રશ્ન કર્યો
કે 'સાંખ્યમાર્ગ' અને 'કર્મમાર્ગ' એ બેમાંથી કયો માર્
ચડિયાતો ગણાય? એટલે કે સર્વ કર્મો છોડીને 'સંન્યાસ'
તથા 'જ્ઞાન'નો આશ્રય લેવો, કે દુનિયામાં રહેતાં છત
સર્વ કર્મો કરવાની સાથે સાથે આત્માની ઉન્નતિ કરવાન
કોશિશ કરવી? આના ઉત્તરમાં ગીતાએ આ બન્ને માર્ગોમ
રહેલી એકતા બતાવીને બન્નેનો સમન્વય કરવાનો સુંદ
પ્રયત્ન કર્યો છે. શ્રીકૃષ્ણે જવાબ આપ્યો:

> "સાંખ્ય અને યોગ જ્ઞાન અને કર્મ એ બે નોખાં
> એમ અજ્ઞાની કહે છે, પંડિત નથી કહેતા. એકમાં સારી રી
> સ્થિર રહેનાર પણ બન્નેનું ફળ મેળવે છે. જે સ્થાન સાંખ્ય
> માર્ગી પામે છે તે જ યોગી પણ પામે છે. જે સાંખ્ય અ
> યોગને એક રૂપે જુએ છે તે જ ખરો જોનારો છે." (૫–૪,૫

વળી કહ્યું છે:

> "તે જ મનુષ્ય સાચો સંન્યાસી છે કે જે કોઈનો દ્વેષ નથ
> કરતો કે ઇચ્છા નથી કરતો; દ્વંદ્વથી પર છે, પોતાના ધર્મપાલનમ
> જે મંડયો રહ્યો છે; જેનું હૃદય વિશુદ્ધ છે, જેણે મન અ
> ઇન્દ્રિયોને જીત્યાં છે, જે ભૂતમાત્રને પોતાના જેવાં જ સમજે છે
> જે મનુષ્ય કર્મોને બ્રહ્માર્પણ કરી આસક્તિ છોડી વર્તે છે
> આત્મશુદ્ધિ કરે છે" (૫–૩ થી ૧૧).

> "જેઓ સમજપૂર્વક સ્વધર્મપાલનમાં મંડયા રહે છે તેમના
> અજ્ઞાનનો આત્મજ્ઞાન વડે નાશ થાય છે. તેમનું તે સૂર્યના

જેવું પ્રકાશમય જ્ઞાન પરમ તત્ત્વનાં દર્શન કરાવે છે. જ્ઞાનસૂર્ય વડે જેમનાં પાપ ધોવાઈ ગયાં છે તેવા, ઈશ્વરનું ધ્યાન ધરનારા, મોક્ષને પામે છે" (૫–૧૫ થી ૧૭).

विद्याविनयसम्पन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पण्डिताः समदर्शिनः ॥

"વિદ્વાન અને વિનયવાન બ્રાહ્મણને વિષે, ગાયને વિષે, હાથીને વિષે, કૂતરાને વિષે અને કૂતરાને ખાનાર માણસને વિષે જ્ઞાનીઓ સમદૃષ્ટિ રાખે છે" (૫–૧૮).

"જેમનું મન સમત્વને વિષે સ્થિર થયું છે તેમણે આ દેહે જ સંસારને જીત્યો છે, બ્રહ્મ નિષ્કલંક અને સમભાવી છે તેથી તેઓ બ્રહ્મને વિષે જ સ્થિર થાય છે" (૫–૧૯).

"વિષયજન્ય ભોગો અવશ્ય દુઃખોનું કારણ છે. સમજુ મનુષ્ય એમાં ફસાતો નથી. દેહાન્ત પહેલાં જે મનુષ્ય આ દેહે જ કામ અને ક્રોધના વેગને સહન કરવાની શક્તિ મેળવે છે તે મનુષ્ય સમત્વને પામ્યો છે, તે સુખી છે. જેને અંતરનો આનંદ છે, જેને અંતરમાં શાંતિ છે, જેને અવશ્ય અંતર્જ્ઞાન થયું છે તે બ્રહ્મરૂપ થાય છે અને નિર્વાણને પામે છે. આ તેને જ મળે છે કે જે દ્વંદ્વથી પર છે, જેણે મન ઉપર કાબૂ મેળવ્યો છે અને જે પ્રાણીમાત્રના હિતમાં જ પરોવાયેલો રહે છે. આવા જ ઋષિ બ્રહ્મનિર્વાણ પામે છે" (૫–૨૨થી ૨૬).

આ પછીના ત્રણ શ્લોકોમાં યોગાભ્યાસનો ઉલ્લેખ છે.

"બહારના વિષયભોગોનો બહિષ્કાર કરીને, દૃષ્ટિને ભ્રુકુટિ વચ્ચે સ્થિર કરીને, નાસિકા વાટે જતા આવતા પ્રાણ અને અપાન વાયુની ગતિ એકસરખી રાખીને, ઇન્દ્રિય, મન અને બુદ્ધિને વશ કરીને, તથા ઇચ્છા, ભય અને ક્રોધથી રહિત થઈને જે મુનિ મોક્ષને વિષે પરાયણ રહે છે તે સદા મુક્ત જ છે અને તે જ શાંતિ પામે છે" (૫–૨૭થી૨૯)

### છઠ્ઠો અધ્યાય

સાંખ્ય અને કર્મ બન્ને માર્ગો એક છે એ સાબિત કરતાં કહ્યું છે:

"કર્મફલનો આશ્રય લીધા વિના જે મનુષ્ય વિહિત કર્મ કરે છે તે સંન્યાસી છે, તે યોગી છે. બાહ્ય નિયમોને ન અનુસરનારો એટલે કે અગ્નિનો અને ક્રિયામાત્રનો ત્યાગ કરનારો, મનના સંકલ્પ ન તજનારો યોગી નથી" (૬-૧-૨).

એટલે કે સંન્યાસ એ એક અવસ્થાનું નામ છે, ઉપરી બાહ્ય નિયમોનું નહીં.

"યોગ સાધનારને કર્મ સાધન છે, જેણે તે સાધ્યો છે તેને શાંતિ સાધન છે" (૬ – ૩).

"આત્મા જ આત્માનો બંધુ કે શત્રુ છે. તેનો જ આત્મા બંધુ છે જેણે પોતાને બળે મનને જીત્યું છે, જેણે આત્મા જીત્યો નથી તે પોતા પ્રત્યે જ શત્રુની જેમ વર્તે છે" (૬ – ૫,૬).

"જેણે પોતાનું મન જીત્યુ છે ને જે સંપૂર્ણપણે શાન્ત થયો છે તેનો આત્મા ટાઢતડકા, સુખદુઃખ, માનઅપમાન વિષે એકસરખો રહે છે (૬ – ૭). હિતેચ્છુ મિત્ર, શત્રુ, નિષ્પક્ષપાતી, બન્નેનું ભલું ચાહનાર, દ્વેષી, બંધુ, વળી સાધુ અને પાપી, આ બધાને વિષે સમાન ભાવ રાખે છે તે શ્રેષ્ઠ છે" (૬–૯).

આ પછી યોગની વાત આવે છે.

"આવો મનુષ્ય ચિત્ત સ્થિર કરીને વાસના અને સંગ્રહ-નો ત્યાગ કરીને, એકલો પવિત્ર સ્થાનમાં એકાંતમાં રહીને આત્માનું ધ્યાન ધરતો કાયા, ડોક અને મસ્તક સમરેખામાં અચલ રાખીને, સ્થિર રહીને આમતેમ ન જોતાં પોતાના નાસિ-કાગ્ર ઉપર નજર ટેકવીને પૂર્ણ શાન્તિથી પરમાત્માનું ધ્યાન

ધરે તો તે આત્માનું અનુસંધાન પરમાત્માની સાથે કરે છે, શાંતિ મેળવે છે અને પરમ દશાને પામે છે; ત્યાં રહેતો મનુષ્ય ચલાયમાન થતો નથી. આ અવસ્થાનું નામ છે મોક્ષ ( ૬–૧૦થી ૧૫ તથા ૨૨ ).

અને કહેવામાં આવ્યું છે કે માયામાં ફસાયેલાઓ માટે કે દુનિયાની ફરજોથી ભાગી જનારાઓ માટે આ યોગ નથી.

"આ સમત્વરૂપ યોગ નથી પ્રાપ્ત થતો અકરાંતિયાને, નથી થતો નકરા ઉપવાસીને; તેમ જ તે નથી મળતો અતિ ઊંઘનાર અથવા જાગનારને. જે મનુષ્ય આહારવિહારમાં, બીજાં કર્મમાં, ઊંઘવાજાગવામાં પ્રમાણ જાળવે છે તેનો યોગ દુઃખભંજન થઈ શકે છે ( ૬–૧૬, ૧૭ ).

અઢારથી અઠ્ઠાવીસ શ્લોકો સુધી આ માર્ગને વધારે સ્પષ્ટ રીતે દાખવ્યો છે; એનું પરિણામ એ આવે છે કે આત્માએ પરમાત્મામાં લીન થવું. આ દશાને સૂફીઓ 'ફના ફિલ્લાહ' કહે છે. આગળ જતાં કહેવાયું છે:

"બધે સમભાવ રાખનારો યોગી પોતાને ભૂતમાત્રમાં અને ભૂતમાત્રને પોતામાં જુએ છે. જે પરમેશ્વરને બધે જુએ અને બધાને પરમેશ્વરમાં જુએ છે એનો સંબંધ ઈશ્વરથી છૂટતો નથી. ઈશ્વરમાં લીન થયેલો જે યોગી ભૂતમાત્રને વિષે રહેલા પરમેશ્વરને ભજે છે તે ગમે તેમ વર્તતો છતાં પરમેશ્વર વિષે જ વર્તે છે. જે મનુષ્ય પોતાના જેવા બધાંને જુએ છે અને સુખ હો કે દુઃખ બન્ને સરખાં સમજે છે તે યોગી શ્રેષ્ઠ છે. અને મને પ્રિય છે." ( ૬–૨૯ થી ૩૨ )

ચંચળ મનને વશ કરવું મુશ્કેલ છે, અર્જુનના એ પ્રશ્નના ઉત્તરમાં જવાબ મળ્યો કે–

"અભ્યાસથી અને વૈરાગ્યથી તે વશ કરી શકાય (૬–૩૫). જેનું મન પોતાને વશ નથી તેને યોગસાધના બહુ કઠિન છે (૬–૩૬); બાહ્ય નિયમો આમાં મદદરૂપ નથી નીવડતા; યોગની ઇચ્છા જેનામાં ઉત્પન્ન થઈ છે. તે સકામ વૈદિક કર્મ કરનારની સ્થિતિને ઓળંગી જાય છે," (૬–૪૪)

"અને જે આ દિશામાં સાચો પ્રયત્ન કરે છે પછી ભલેને એનું મન ડગી જાય અથવા પૂર્ણ સફળતા એને ન મળી શકે તોપણ એનો પ્રયત્ન અફળ નથી જતો અને એની દુર્ગતિ નથી થતી. ભવિષ્યમાં તે પ્રગતિ જ કરે છે. તપ, જ્ઞાન અને કર્મકાંડ કરતાં આ માર્ગ ચડિયાતો છે." (૬–૩૭ થી ૪૬)

## સાતમો અધ્યાય

જેઓ પરમેશ્વરને મેળવવા ચાહે છે તેમને માટે સાતમા અધ્યાયમાં કહેવાયું છે કે તે સર્વે સ્થળે ને સર્વે વસ્તુઓમાં વ્યાપેલો છે. એક ઈશ્વર અને અનેક દેવદેવીઓમાંનો તફાવત દર્શાવાયો છે; અને એક જ ઈશ્વરનું ધ્યાન ધરવા ઉપર ભાર મૂકવામાં આવ્યો છે:

"પરમેશ્વરની બે પ્રકૃતિઓ છે—પરા તથા અપરા. આ બંનેમાંથી આ સૃષ્ટિ ઉદ્ભવી છે. પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ અને અહંભાવ આ આઠ ઈશ્વરની અપરા (સ્થૂલ) પ્રકૃતિ છે અને આ સર્વ જેને આધારે નભી રહ્યું છે તે ઈશ્વરની પરા પ્રકૃતિ છે, ઈશ્વર જ સૌને જન્માવનાર તથા મારનાર છે. આ સંસાર ઈશ્વરમાં પરોવાયેલો છે જેમ માળાના મણકાઓ દોરામાં. પાણીમાં રસ, સૂર્યચંદ્રમાં તેજ, વેદોમાં ૐ, આકાશમાં શબ્દ, પુરુષોમાં પરાક્રમ, પૃથ્વીમાં સુગંધ, અગ્નિમાં તેજ,

તપસ્વીઓમાં તપ અને પ્રાણીમાત્રમાં પ્રાણ ઈશ્વર જ છે, તે જ સૌનુ બીજ છે. તે જ બુદ્ધિમાનની બુદ્ધિ, તેજસ્વીનું તે જ છે. તે જ બલવાનોનું કામ અને રાગ વિનાનું બળ છે, તે જ પ્રાણીઓમાં ધર્મનો અવિરોધી કામ છે, સાત્વિક, રાજસી અને તાપસી ભાવો ઈશ્વરથી જ પેદા થયા છે. પણ ઈશ્વર તે સર્વથી પર છે, આ ત્રિગુણી ભાવોમાં ફસાયેલો ઈશ્વરને નથી જાણતો. ઈશ્વર નિત્ય અને પર છે" (૭–૪ થી ૧૩).

"કેટલાક અણુસમજુ લોકો પોતાની પ્રકૃતિ પ્રમાણે પોતાની કામનાઓ પૂરી કરવા બીજા દેવતાઓને ભજે છે. જે જેની પૂજા શ્રદ્ધાથી કરવા માગે છે તેને ઈશ્વર તેવી શ્રદ્ધા આપે છે. જે ફળ તેઓને મળે છે તે ઈશ્વરે ઠરાવેલાં હોય છે. પરંતુ એ અજ્ઞાનીઓને મળનારાં ફળો નાશવાન હોય છે. જુદાં જુદાં દેવદેવીને ભજનાર તે તેને પામે છે, એક ઈશ્વરને ભજનાર એક ઈશ્વરને. અજ્ઞાનીઓ ઈશ્વરના અસલ રૂપને સમજતા નથી. તેઓ તેનું ધ્યાન બાહ્ય વિધિઓ અનુસાર કરે છે. એક રીતે કહીએ તો સૌ દેવદેવીઓનાં રૂપો તે ઈશ્વરનાં જ રૂપો છે. પણ ઈશ્વર નિર્ગુણ, અજન્મ, અવ્યય તથા અક્ષર છે. અલ્પજ્ઞાનીઓ તેને ઓળખી શકતા નથી; પણ પરમેશ્વર તો આગલીપાછલી સર્વ વાતોને જાણે છે, જે મનુષ્ય રાગદ્વેષ-મોહમાયારહિત થઈ ને પાપોથી બચતો રહીને માત્ર એક પ્રભુને ભજે છે તે જ મૂળ તત્ત્વને અને પૂર્ણ બ્રહ્મને પામે છે" (૭–૨૦ થી ૩૦).

### આઠમો અધ્યાય

આઠમા અધ્યાયમાં કહ્યું છે:

"મનુષ્યે અંતકાળે એક પરમેશ્વરનું સ્મરણ કરતાં કરતાં દેહ છોડવો જોઈએ જેથી તે પરમેશ્વરને પામી શકે છે. જેઓ બીજાં દેવદેવીઓનું કે ચીજોનું ધ્યાન ધરે છે તેઓ નાની નાની

વાતોમાં ફસાઈ જાય છે. દુનિયાનાં સર્વ કર્મોને કરતાં છતાં એક જ ઈશ્વરનું ધ્યાન ધરવું જોઈએ. તે પરમેશ્વર સર્વજ્ઞ, પુરાતન, નિયંતા, સૂક્ષ્મતમ, બધાંના પાલનહાર, અચિંત્ય, સૂર્ય જેવા તેજસ્વી, અજ્ઞાનરૂપી અંધકારથી પર છે. જેને વેદ જાણનારા અક્ષર નામથી વર્ણવે છે; જે અનાદિ તથા અનંત છે, એને વિષે સર્વ ભૂતમાત્ર રહેલાં છે અને આ બધું તેના વડે વ્યાપ્ત છે. આ રૂપમાં સર્વેની અંદર રહેલ એની પૂજા અર્ચના કરવી જોઈએ. વેદમાર્ગ એટલે કે યજ્ઞ, તપ, દાન વગેરે કરતાં આ માર્ગ સૌથી ચડિયાતો છે." (૮–૫, ૬, ૭, ૯, ૧૦, ૧૧, ૨૨, ૨૮)

વચ્ચેના શ્લોકોમાં એ દર્શાવવામાં આવ્યું છે કે મનુષ્યે પરમેશ્વરને કઈ રીતે ભજવો જોઈએ અને કઈ ધારણાઓ બાંધવી જોઈએ. કેટલાક શ્લોકોમાં બતાવવામાં આવ્યું છે કે ક્યારે કઈ દશામાં મનુષ્ય મરી જતાં અંધારે રસ્તે પડીને સ્વર્ગ કે નરકમાં જાય છે અને ક્યારે કઈ અવસ્થામાં તે પ્રકાશમાર્ગે પળીને મોક્ષની તરફ જાય છે. ગીતાના આ શ્લોકો (૨૪ થી ૨૭ સુધીના) સૌથી અઘરા શ્લોકો મનાયા છે. ટીકાકારોએ પોતાની બુદ્ધિ આના ઉપર અજમાવી છે. લોકમાન્ય તિલક મહારાજે 'ગીતારહસ્ય'માં અગાઉના ટીકાકારોના મતને મળતા થઈને કહ્યું છે કે જે મનુષ્ય છેવટ સુધી બાહ્ય વિધિ અનુસાર વર્તે છે, તે મરણ પામતાં અંધકારમય માર્ગે જઈને સ્વર્ગના ને નરકના ચક્કરમાં ફસાય છે જ્યારે નિષ્કામ તથા નિઃસ્વાર્થભાવે કર્મ કરનાર મરણ પામતાં પ્રકાશમાર્ગે જાય છે તથા મુક્તિની દિશામાં પ્રગતિ કરે છે. ('ગીતારહસ્ય', ૨૯૫ થી ૨૯૮)

## નવમો અધ્યાય

નવમા અધ્યાયના આરંભમાં કહેવાયું છે કે બ્રહ્મજ્ઞાનનું રહસ્ય તે જ મનુષ્ય સમજી શકે જે કોઈનો દ્વેષ કરતો નથી; અને આવો રાગદ્વેષરહિત માનવી સાચા ધર્મનું પાલન કરી શકે છે. આ પછીના શ્લોકોમાં લખ્યું છે કે–

"પરમેશ્વરના અવ્યક્ત સ્વરૂપથી આ આખું જગત ભર્યું છે અને સર્વ પ્રાણીમાત્ર એમાં સમાયેલાં છે. જેમ બધે ઠેકાણે વિચરતો મહાન વાયુ નિત્ય આકાશને વિષે રહેલો છે તેમ બધાં પ્રાણી ઈશ્વરને વિષે છે" (૯–૪,૬).

"જે લોકો સમજણપૂર્વક પરમેશ્વરની ઉપાસના કરે છે તેઓ એકમાં અનેકને અને અનેકમાં એકને જુએ છે, તેઓ જ્યાં જુએ ત્યાં ઈશ્વરનું દર્શન કરે છે. સર્વ ધર્મોમાં, સંપ્રદાયોમાં, રીતરિવાજો તથા વિધિવિધાનોમાં એ જ ઈશ્વર અસ્તિત્વ ધરાવે છે. યજ્ઞમાં યજ્ઞ તે છે, યજ્ઞની સામગ્રીરૂપ તે છે; તે જ અગ્નિ અને મંત્ર છે, તે જ અમૃત તથા મરણ છે. આ સંસારનાં માતપિતા તે છે, પાલનહાર તે છે, પિતામહ તે છે, અને તે જ ૐકાર છે. ઋગ્વેદ, સામવેદ તથા યજુર્વેદ પણ તે છે; ગતિ, પોષક, પ્રભુ, સાક્ષી, નિવાસ, આશ્રય, હિતેચ્છુ, ઉત્પાદક, સંહારક, સ્થિતિ, ભંડાર, અવ્યય, અને બીજ પણ તે જ છે. તે જ સૂર્યરૂપે તડકો આપે છે, વરસાદને રોકે છે તથા પડવા દે છે" (૯–૧ થી ૧૯).

"વેદોને માનનારા યજ્ઞ વગેરે કર્મોથી સ્વર્ગ ભોગવવાની લાલસા રાખે છે પરંતુ તેમને મળતાં ફળ ક્ષણજીવી હોય છે" (૯–૨૦,૨૧).

જેઓ સત્યનિષ્ઠાથી બીજા દેવોની ઉપાસના કરે છે તેઓ એક રીતે એક પરમેશ્વરની જ પૂજા કરે છે કારણ કે સર્વ

બાહ્ય નિયમોને અપનાવનાર એક પરમેશ્વર જ છે. સૌ રૂપો તેનાં જ રૂપો છે; પણ તેમનો માર્ગ સાચો નથી. તે લોકો પરમેશ્વરને પિછાણતા નથી એટલે નીચે પડે છે. જે જે રૂપને ભજે છે તે તે રૂપને પામે છે; દેવદેવીને માનનાર દેવદેવીને, પિતૃઓને પૂજનાર પિતરોને, મનુષ્યને માનનાર મનુષ્યને અને એક ઈશ્વરને ભજનાર એક ઈશ્વરને પામે છે. ફૂલ, પત્ર, ફળ, જળ, જે ચીજ પરમેશ્વરને શ્રદ્ધાભક્તિપૂર્વક અર્પાય તેનો પ્રેમપૂર્વક સ્વીકાર થાય છે. તે માટે

> यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
> यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् ॥

"હે કૌંતેય! જે કરે, જે ખાય, જે હવનમાં હોમે, જે તું દાનમાં દે, જે તપ કરે તે બધું મને અર્પીને કરજે" (૯–૨૭).

"પરમેશ્વરને પામવાનો આ જ રસ્તો છે. એ પરમેશ્વરને કે જે સર્વ પ્રાણીમાત્રમાં એકસરખો વ્યાપે છે, જેની કોઈની સાથે શત્રુતા નથી, ન કોઈનો જેને મોહ છે. જે માનવી આવી રીતના સર્વવ્યાપી સાથે એકતા જોડે છે તે પરમેશ્વરને પામે છે. તે પરમેશ્વરમય બને છે અને તેમાં પરમેશ્વર રહે છે" (૯–૨૩થી૨૯, ૩૪).

આનો સાર એ છે કે જુદા જુદા સંપ્રદાયો, વિધિ-વિધાનો, રીતરિવાજો એક ઈશ્વરનાં જ રૂપો છે. મનુષ્યોના ઇષ્ટદેવો પણ તેનાં જ રૂપો છે. આ દૃષ્ટિએ જોતાં આ સઘળા માર્ગો સાચા છે, પણ આ બધા અપૂર્ણ છે. સમજદારનો ધર્મ છે કે તે આ સૌ અધૂરા માર્ગોને છોડી દઈને એક જ પરમેશ્વરની પૂજા કરે કે જે સૌમાં છે, જે સૌનો પ્રાણ છે. મનુષ્ય પોતામાંથી દ્વૈતભાવને કાઢી નાંખીને, રાગદ્વેષરહિત

થઈને પોતાના આત્માને વિશુદ્ધ કરીને અને સૌ પ્રત્યેની પોતાની ફરજો અદા કરીને સૌના આત્મામાં પરમાત્માની આરાધના કરે.

### દશમો અધ્યાય

દશમા તથા અગિયારમા અધ્યાયોમાં 'સત્ય'રૂપી પરમેશ્વરની વાત છે. સત્યની સામે જૂઠ ટકી શકતું નથી તથા સત્ય કોઈ પણ પ્રકારના જુદા વ્યક્તિત્વથી અલગ છે. ત્યાં 'હું' 'તું' કે 'તેઓ' નથી. દ્વૈતથી તે પર છે; તે કલ્પનાતીત છે, સર્વવ્યાપી છે. તે પરમેશ્વરની અનંત વિભૂતિઓને અને તેના વિશ્વરૂપને તથા સર્વવ્યાપકતાને દર્શાવવાની કોશિશ થઈ છે. કથાયું છે:

> તે અજન્મ, અનાદિ છે; તે સૌનો નિયંતા છે, સર્વ દેવો તથા ઋષિઓ તેનાથી ઊપજ્યા છે. મનુ વગેરે માનવીઓના પૂર્વજો તેના સંકલ્પથી જન્મ્યા છે એટલે કે તેઓ તેના માનસ પુત્રો છે. મનુષ્યના હૃદયમાં જે તરંગો ઊઠે છે તે પણ તેને લીધે. તે જ સકળ સંસારની ઉત્પત્તિનું કારણ છે. એ પરમેશ્વરમાં ચિત્ત પરોવનારા, એને જ પ્રાણાર્પણ કરનારા, એકબીજાને બોધ કરતાં, મારું જ નિત્ય કીર્તન કરતાં, સંતોષમાં અને આનંદમાં રહે છે.
>
> मच्चिता मद्गतप्राणा बोधयन्तः परस्परम् ।।
> कथयन्तश्च मां नित्य तुष्यन्ति च रमन्ति च ।।
>
> આવા ભક્તો જ સાચા જ્ઞાનને પામે છે અને તેઓ જ પરમેશ્વરનાં દર્શન કરે છે.

તે ઈશ્વર પોતે પોતાને જાણે ને ઓળખે છે. મનુષ્ય એને માત્ર એની વિભૂતિઓથી પિછાણી શકે છે. આ ઈશ્વરી

વિભૂતિઓ અગણિત છે. દાખલારૂપે થોડીક વિભૂતિઓ નીચે પ્રમાણે છે:

"તે છે પ્રાણીમાત્રનો પ્રાણ, સૌનો આદિ, મધ્ય અને અંત, આદિત્યોમાં વિષ્ણુ, જ્યોતિઓમાં ઝગમગતો સૂર્ય, નક્ષત્રોમાં ચંદ્ર, વેદોમાં સામવેદ, દેવોમાં ઇન્દ્ર, ઇન્દ્રિયોમાં મન, રુદ્રોમાં શંકર, અનાર્ય લોકોમાં એટલે કે યક્ષ તથા રાક્ષસોમાં કુબેર, વસુઓમા અગ્નિ, પર્વતોમાં મેરુ, સરોવરોમાં સાગર, પુરોહિતોમાં મુખ્ય બૃહસ્પતિ, સ્થાવરોમાં હિમાલય, વૃક્ષોમાં પીપળ, દેવર્ષિઓમાં નારદ, અશ્વોમાં અમૃતમાંથી ઉત્પન્ન થયેલ ઉચ્ચૈઃશ્રવા, હાથીઓમાં ઐરાવત, મનુષ્યોમાં રાજા, હથિયારોમાં વજ્ર, પ્રજોત્પત્તિનું કારણ કામદેવ, સર્પોમાં વાસુકિ, નાગોમાં શેષનાગ, દંડ દેનારાઓમાં યમ, ગણનારાઓમાં કાલ, પશુઓમાં સિંહ, પક્ષીઓમાં ગરુડ, શસ્ત્રધારીઓમાં પરશુરામ, માછલાંમાં મગરમચ્છ, નદીઓમાં ગંગા, વિદ્યાઓમાં અધ્યાત્મવિદ્યા, અક્ષરોમાં અકાર, સર્વવ્યાપી, અવિનાશી કાલ, ઉત્પત્તિકારણ, કીર્તિ, મેધા, છંદોમાં ગાયત્રી છંદ, મહિનામાં માર્ગશીર્ષ, ઋતુઓમાં વસંત, છલોમાં દ્યૂત, પ્રતાપવાનનો પ્રભાવ, જય, નિશ્ચય, સાત્ત્વિક ભાવવાળાનું સત્ત્વ, યાદવોમાં વાસુદેવ, પાંડવોમાં ધનંજય (અર્જુન), મુનિઓમાં વ્યાસ, કવિઓમાં ઉશના કવિ (શુક્રાચાર્ય), રાજ્યકર્તાઓનો દંડ, જય ઇચ્છનારની નીતિ, ગુહ્ય વાતોમાં મૌન, જ્ઞાનવાનનું જ્ઞાન, બધાં પ્રાણીઓની ઉત્પત્તિનું કારણ. સ્થાવર જંગમમાં તેના સિવાય બીજી કોઈ વસ્તુ નથી અને તેની વિભૂતિઓનો કોઈ છેડો નથી."

यद् यद् विभूति मत्सत्त्व श्रीमदूर्जितमेव वा।
तत्तदेवावगच्छत्व मम तेजोंऽशसम्भवम्॥

"જે કંઈ પણ વિભૂતિમાન, લક્ષ્મીવાન, અથવા પ્રભાવશાળી છે તે તેના તેજથી પેદા થયું છે" (૧૦-૧૯ થી ૪૧)

આ દૃષ્ટિએ જોતાં સર્વ ધર્મોના, દેશોના તથા જાતોના મહાપુરુષો, અવતારો, પયગંબરો, તીર્થંકરો વગેરે અને સૌના ઇષ્ટદેવો એક પરમેશ્વરના અંશો છે.

"તે પોતાના એક અંશમાત્રથી આખા જગતને ધારણ કરે છે" (૧૦-૪૨).

સાર એ છે કે પરમેશ્વર અચિંત્ય તથા અવ્યક્ત છે, છતાંયે સૌમાં વ્યાપેલો છે. તેથી જ સૌમાં પોતાનો અથવા પોતાપણાનો અનુભવ કરીને જ મનુષ્ય સૌમાં પરમેશ્વરને જોઈ શકે છે.

આ વાતને જ અગિયારમા અધ્યાયમાં 'અધ્યાત્મ' કહી વર્ણવી છે.

### અગિયારમો અધ્યાય

આ પછી યોગેશ્વર શ્રીકૃષ્ણની કૃપાથી અર્જુનને જ્ઞાન-ચક્ષુ મળ્યાં અને તેણે દિવ્યચક્ષુથી પરમેશ્વરના 'વિશ્વરૂપ'-ને નિહાળ્યું. એણે જોયું:

"ઈશ્વરનાં સેંકડો હજારો જુદાં જુદાં રૂપો છે. સકળ સ્થાવર ને જંગમ સૃષ્ટિ એમાં સમાઈ છે. એનું મુખ સર્વ તરફ છે. હજારો સૂર્યોના પ્રકાશથી ચઢિયાતો પ્રકાશ એનો છે; આર્ય અને અનાર્ય જાતિઓના શ્રેષ્ઠ પુરુષો એમાં રહેલા છે. સર્વ દેવો તથા પ્રાણીઓ એમાં છે; એને અનેક હાથો, ઉદર, મુખ, નેત્રો છે, એનાં અનેક રૂપો છે. સર્વ રૂપો એનાં જ છે. સઘળે એ વ્યાપે છે. એનો નથી આરંભ, મધ્ય કે અંત. તે વિશ્વરૂપ છે ને તે વિશ્વેશ્વર પણ છે. તેનું તેજ સઘળે પ્રસર્યું છે. સૂર્ય અને ચંદ્ર તેની આંખો છે; તેની શક્તિ અનંત છે. આકાશ, પૃથ્વી, દશે દિશાઓમાં તે વ્યાપી રહ્યો છે. એનું ઉગ્ર રૂપ જોઈને ત્રણે લોક

થરથરે છે. સ્તુતિ કરનારા એમનું સ્તવન કરે છે. સર્વ ધર્મ, જાતિ અને દેશના લોકો એના તરફ મીટ માંડી રહે છે. તે નિત્ય છે અને ધર્મરક્ષક છે. જેમ નદીઓના મોટા ધોધ સમુદ્રમાં મળી જાય છે તેમ સકળ સૃષ્ટિ ઈશ્વરમાં સમાઈ જાય છે. તે દેશ તથા કાળથી પર છે. તે પોતે જ કાલરૂપ છે. બાકીનું સર્વ નિમિત્તમાત્ર છે. તે અક્ષર, વ્યક્ત, અવ્યક્ત છે; તે દ્વંદ્વાતીત છે; તે જ આદિ દેવ છે અને તે જાણનાર અને જાણવા યોગ્ય છે. તે પોતાના અનંતરૂપે જગતમાં વ્યાપી રહ્યો છે. વાયુ, યમ, અગ્નિ, વરુણ, ચન્દ્ર, પ્રજાપતિ, પ્રપિતામહ તે જ છે. તેને હજારો વાર ફરી ફરીને નમસ્કાર હજો; આગળ, પાછળ, બધી બાજુથી નમસ્કાર. તે અનંતવીર્ય છે, તેની શક્તિ અપાર છે. તે સર્વને ધારણ કરે છે અને છતાંયે તે બાકી છે. તે સૌના પિતા, પૂજ્ય તથા શ્રેષ્ઠ ગુરુ છે. તેના જેવું બીજું કોઈ નથી, તે અજોડ છે. તે મનુષ્યરૂપે માનવનો મિત્ર છે. તે સર્વને પ્રિય છે" (૧૧ – ૮થી ૪૩ નો સાર).

"વેદાભ્યાસથી, યજ્ઞથી, બીજાં શાસ્ત્રોના અભ્યાસથી, દાનથી, ક્રિયાઓથી કે ઉગ્ર તપોથી તેને જાણી શકાતો નથી. 'આત્મયોગ'થી ઈશ્વરને પામી શકાય છે. 'અનન્યભક્તિ' એ સાધનથી ઈશ્વરને જાણી શકાય છે અને તે સાથે ઓતપ્રોત થઈ શકાય છે." (૧૧ – ૪૮,૫૩,૫૪)

, તેનું સુંદરતમ ને પ્રિય રૂપ કે જેથી મનુષ્યને શાંતિ મળી શકે તે તો મનુષ્યરૂપ છે.* તે સર્વ રૂપોમાં છે. આ સઘળાં તેનાં વિશ્વરૂપો છે. તેથી મનુષ્યે સર્વ કર્મો તેને સમર્પીને કરવાં જોઈએ. ઈશ્વરમાં જે પરાયણ રહે, તેનો ભક્ત બને, આસક્તિ

---

* शक्ले बिन्सामें खुदा था मुझे मालूम न था,
चांद बादलमें छिपा था मुझे मालूम न था।
(સૂફી)

છોડે, પ્રાણીમાત્રને વિષે દ્વેષરહિત થઈ રહે છે તે ઈશ્વરને પામે છે" (૧૧–૫૫)

## બારમો અધ્યાય

ભક્તિયોગ નામે બારમા અધ્યાયમા અર્જુને પાછો પ્રશ્ન કર્યો છે કે ઈશ્વરની સગુણ અને નિર્ગુણ ઉપાસના કરનારમાના કોણ સીધે રસ્તે જનાર છે ગીતાજીનો ઉત્તર છે :

"નિત્ય ધ્યાન ધરતો ઈશ્વરમા મન આરોપીને જે શ્રદ્ધાપૂર્વક ઈશ્વરને ઉપાસે છે તેને ઈશ્વર શ્રેષ્ઠ યોગી ગણે છે બધી ઇન્દ્રિયોને વશમા રાખીને, બધે સમત્વ જાળવીને જેઓ દૃઢ, અચળ, ધીર, અચિંત્ય, સર્વવ્યાપી, અવ્યક્ત, અવર્ણનીય, અવિનાશી સ્વરૂપને ઉપાસે છે તે સર્વ પ્રાણીઓના હિતમા પરોવાયેલ ઈશ્વરને જ પામે છે" (૧૨–૨,૩,૪) પરતુ અવ્યક્તની ઉપાસનાનો માર્ગ કઠણ છે (૧૨–૫) તેથી સર્વ કર્મો ઈશ્વરને સમર્પી ઈશ્વરનુ ધ્યાન ધરીને પોતાના કાર્યમા લીન રહેવુ જોઈએ (૧૨–૬) જે પ્રાણીમાત્ર પ્રત્યે દ્વેષરહિત, સર્વનો મિત્ર, દયાવાન, મમતારહિત, અહકારરહિત, સુખદુઃખ વિષે સરખો, ક્ષમાવાન, સદાય સતોષી, યોગયુક્ત, ઇંદ્રિયનિગ્રહી, દૃઢ નિશ્ચયવાળો છે, અને મારે વિષે જેણે પોતાના બુદ્ધિ ને મન અર્પણ કર્યા છે એવો ઈશ્વરનો ભક્ત ઈશ્વરને પ્રિય છે (૧૨–૧૩,૧૪) જેનાથી લોકો ઉદ્વેગ નથી પામતા, જે લોકોથી ઉદ્વેગ નથી પામતો, જે હર્ષ, ક્રોધ, અદેખાઈ, ભય, ઉદ્વેગથી મુક્ત છે તે ઈશ્વરને પ્રિય છે (૧૨–૧૫) જે ઇચ્છારહિત છે, પવિત્ર છે, દક્ષ (સાવધાન) છે, તટસ્થ છે, ચિંતારહિત છે, સકલ્પમાત્રનો જેણે ત્યાગ કર્યો છે તે ઈશ્વરનો ભક્ત છે અને ઈશ્વરને પ્રિય છે (૧૨–૧૬) જે હર્ષ પામતો નથી, જે દ્વેષ કરતો નથી, જે ચિંતા નથી કરતો, જે આશાઓ નથી બાધતો, જે શુભાશુભનો ત્યાગ કરનારો છે, તે ભક્તિપરાયણ

ઈશ્વરને પ્રિય છે (૧૨–૧૭). શત્રુમિત્ર, માનઅપમાન, ટાઢતડકો, સુખદુઃખ — આ બધાંને વિષે જે સમતાવાન છે, જેણે આસક્તિ છોડી છે, જે નિંદા ને સ્તુતિમાં સરખો વર્તે છે તે મૌન ધારણ કરે છે, ગમે તે મળે તેથી જેને સંતોષ છે, જેને પોતાનું એવુ કોઈ સ્થાન નથી, જે સ્થિર ચિત્તવાળો છે, એવો મુનિ, ભક્ત ઈશ્વરને પ્રિય છે (૧૨–૧૮,૧૯). આ પવિત્ર 'ધર્મામૃત' (અમૃતરૂપ જ્ઞાન) જેઓ ઈશ્વરમાં પરાયણ રહીને શ્રદ્ધાપૂર્વક સેવે છે તે ઈશ્વરના અતિશય પ્રિય ભક્ત છે (૧૨–૨૦).

### તેરમો અધ્યાય

તેરમો અધ્યાય બધા અધ્યાયોમાં વધારે દાર્શનિક રૂપનો છે. વેદાન્તશાસ્ત્ર – બ્રહ્મસૂત્રોનો ઉલ્લેખ ગીતામાં માત્ર એક જ ઠેકાણે થયો છે અને તે આ અધ્યાયમાં. આત્મા ઉપરાંત જાણવા યોગ્ય બીજું શું શું છે એટલે કે જ્ઞાનનું ક્ષેત્ર કયું છે, તથા આત્મા આ સર્વને જાણે છે તે શું છે, સાચું જ્ઞાન પ્રાપ્ત કરવાનો માર્ગ કયો, અસલ વાત શી છે, તથા ખરું જ્ઞાન અથવા સાચી દૃષ્ટિ કઈ કહેવાય આ સઘળી વાતો આ અધ્યાયમાં આવે છે.

સામાન્ય રૂપે આ શરીર જાણવા યોગ્ય વસ્તુ છે અને આત્મા તેને જાણવાવાળો છે. પરંતુ શરીર તે આ સ્થૂલ છે તે જ નથી. પંચમહાભૂત (પૃથ્વી, પાણી, વાયુ, તેજ તથા આકાશ), અહંકાર, બુદ્ધિ, પ્રકૃતિ, પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, મન તથા પાંચે જ્ઞાનેન્દ્રિયોના અલગ અલગ વિષયો, એમાં જ ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, સંઘાત, ચેતનશક્તિ ધૃતિ આ સર્વ જાણવા લાયક છે. આ સર્વે વિકારી છે. અને

જે શુદ્ધ પુરુષ, જે આત્મા સર્વમા રમી રહ્યો છે તે અવિકારી છે. તે જ જાણનાર છે. તે જ આ શરીરક્ષેત્રનો સ્વામી છે, તે જ પરમાત્મા અને પરમ પુરુષ છે. તે નિત્ય તથા એકરસ છે (૧૩–૧, ૨, ૫, ૬, ૨૨). જાણવાવાળો તથા જાણવાની ચીજો આ બન્નેના મેળથી આ સૃષ્ટિ બની છે (૧૩–૨૬).

સાચું જ્ઞાન મેળવવાનો માર્ગ બતાવાયો છે.

"અમાનિત્વ, અદમ્ભિત્વ, અહિંસા, ક્ષમા, સરળતા, આચાર્યની સેવા, શુદ્ધતા, સ્થિરતા, આત્મસયમ, ઇન્દ્રિયોના વિષયોને વિષે વૈરાગ્ય, અહકારરહિતતા, જન્મ, મરણ, જરા, વ્યાધિ, દુ:ખ તેમ જ દોષોનુ નિરતર ભાન, પુત્ર, સ્ત્રી, ઘર, વગેરેમા મોહ અને મમતાનો અભાવ, પ્રિય અને અપ્રિયને વિષે નિત્ય સમભાવ, પ્રભુ વિષે અનન્ય ધ્યાનપૂર્વક એકનિષ્ઠ ભક્તિ, એકાત સ્થળનુ સેવન, જનસમૂહમા ભળવાનો અણગમો, આધ્યાત્મિક જ્ઞાનની નિત્યતાનુ ભાન, આત્મદર્શન — આ બધુ તે જ્ઞાન કહેવાય, એથી ઊલટુ તે અજ્ઞાન (૧૩ – ૭, ૮, ૯, ૧૦, ૧૧) આ બધા કરતા વધારે જાણવા લાયક શુ છે? તે છે પરબ્રહ્મ જે અનાદિ છે, તે ન કહેવાય સત્ કે ન કહેવાય અસત્ જ્યાં જુઓ ત્યાં તેને હાથ, પગ, આખ, માથુ, મોઢુ અને કાન છે બધુ વ્યાપીને તે આ લોકમા રહેલ છે બધી ઇન્દ્રિયોના ગુણોનો આભાસ તેને વિષે થાય છે તોયે તે સ્વરૂપ ઇંદ્રિય વિનાનુ ને સર્વથી અલિપ્ત છે, છતા સર્વને ધારણ કરનાર છે, તે ગુણરહિત છે પણ ગુણોનુ ભોક્તા છે તે ભૂતોની બહાર છે અને અદર પણ છે, તે ગતિમાન છે અને સ્થિર પણ છે, સૂક્ષ્મ હોવાથી ન જણાય તેવુ છે, તે દૂર છે ને નજીક છે, ભૂતોને વિષે તે અવિભક્ત છે અને વિભક્તના જેવુ પણ રહેલ છે.

તે જાણવા યોગ્ય (બ્રહ્મ), પ્રાણીઓનું પાલક, નાશક ને કર્તા છે; જ્યોતિઓનું તે જ્યોતિ છે, અંધકારથી તે પર કહેવાય છે; જ્ઞાન તે જ, જાણવા યોગ્ય તે જ, અને જ્ઞાનથી જે પમાય છે તે પણ તે જ છે. તે બધાંનાં હૃદયને વિષે રહેલ છે (૧૩-૧૨થી૧૭). ધ્યાન, જ્ઞાન અને કર્મ એ ત્રણ માર્ગો તેને પામવાના છે (૧૩-૨૪). સર્વ નાશવંત પ્રાણીઓને વિષે અવિનાશી પરમેશ્વરને સમભાવે રહેલો જે જાણે છે તે જ તેને જાણનાર છે. ઈશ્વરને સર્વત્ર સમભાવે રહેલો જે મનુષ્ય જુએ છે તે પોતે પોતાનો ઘાત કરતો નથી ને તેથી પરમ ગતિને પામે છે. બધેય પ્રકૃતિ જે કર્મો કરે છે એમ જે સમજે છે ને તેથી જ આત્માને અકર્તારૂપે જાણે છે તે જ જાણે છે. જ્યારે તે જીવોની હસ્તી નોખી છતાં એકમાં જ રહેલી જુએ છે અને તેથી બધો વિસ્તાર તેમાંથી થયેલો સમજે છે ત્યારે તે બ્રહ્મને પામે છે. આ અવિનાશી પરમાત્મા અનાદિ અને નિર્ગુણ હોવાથી શરીરમાં રહેતો છતો નથી કંઈ કરતો ને નથી કશાથી લેપાતો. જેમ સૂક્ષ્મ હોવાથી સર્વવ્યાપી આકાશ લેપાતું નથી, તેમ સર્વ દેહને વિષે રહેલો આત્મા લેપાતો નથી. જેમ એક જ સૂરજ આ આખા જગતને પ્રકાશ આપે છે તેમ આત્મા (ક્ષેત્રી) આખા ક્ષેત્રને પ્રકાશે છે (૧૩-૨૭ થી ૩૩).

## ચૌદમો અધ્યાય

આ અધ્યાયમાં સત્ત્વ, રજસ અને તમસનું વર્ણન કરવામાં આવ્યું છે.

સત્ત્વ, રજસ અને તમસ, પ્રકૃતિથી ઉત્પન્ન થતા ગુણો છે. તે જીવને દેહને વિષે બાંધે છે. તેમાં સત્ત્વ નિર્મળ હોઈ તે પ્રકાશક અને આરોગ્યકર છે; તે દેહીને સુખના ને જ્ઞાનના સંબંધમાં બાંધે છે. રજોગુણ રાગરૂપ હોઈ તે તૃષ્ણા અને આસક્તિનું

મૂળ છે તે દેહધારીને કર્મપાશમા બાધે છે તમોગુણ અજ્ઞાનમૂલક છે, તે દેહધારીમાત્રને મોહમા નાખે છે અને તે અસાવધાની, આળસ અને નિદ્રાના પાશમા દેહીને બાધે છે આ ત્રણે ગુણોમા સદાય સઘર્ષ ચાલ્યા કરે છે મરતી વેળા જે ગુણનુ જોર માણસમા હોય છે તેવા જ ફળને તે ભવિષ્યમા પામે છે આત્મા કે પરમાત્મા આ ત્રણે ગુણોથી પર છે તેથી જે માણસ ત્રણે ગુણોના પ્રભાવથી મુક્ત થાય છે તે 'ગુણાતીત' થઈ જાય છે અને તે જ આ દુનિયામાથી છુટકારો પામે છે" (૧૪-૫થી ૨૦)

"પ્રકાશ, પ્રવૃત્તિ અને મોહ પ્રાપ્ત થતા જે દુ ખ નથી માનતો ને તે ન પ્રાપ્ત થવાથી તેની ઇચ્છા નથી કરતો, ઉદાસીનની જેમ જે સ્થિર છે, જેને ગુણો હલાવતા નથી, ગુણો જ પોતાનો ભાગ ભજવે છે એમ માની જે સ્થિર રહે છે અને હાલતો નથી, જે સુખદુ ખમા સમતાવાન રહે છે, સ્વસ્થ રહે છે, માટીનુ ઢેફુ, પથ્થર ને સોનુ સરખા ગણે છે, પ્રિય અથવા અપ્રિય વસ્તુ પ્રાપ્ત થતા એકસરખો રહે છે, પોતાની નિંદા કે સ્તુતિ જેને સરખાં છે એવો બુદ્ધિમાન, જેને માન ને અપમાન સરખા છે, અને જેણે સર્વે આરભોનો ત્યાગ કર્યો છે તે ગુણાતીત કહેવાય છે જેને ઈશ્વરની સાચી લગન લાગી હોય તે ત્રણે ગુણોથી ઉપર જઈને ઈશ્વરમા લીન થઈ જાય છે કારણ કે ઈશ્વર જ આત્માના અમૃત તથા અખડ સુખનો ભડાર છે (૧૪-૨,૨૨ થી ૨૭)

## પંદરમો અધ્યાય

આ અધ્યાયમા એવુ દર્શાવવામા આવ્યુ છે કે આ સંસાર અશ્વત્થવૃક્ષ જેવો છે, એ અશ્વત્થવૃક્ષ વિષે કહેવાયુ છે

"જેનુ મૂળ ઊચે છે, જેની શાખા નીચે છે, અને વે જેના પાદડા છે એવા અવિનાશી અશ્વત્થ વૃક્ષને ડા

લોકોએ વર્ણવ્યુ છે અને જેઓ જાણે છે તે વેદને જાણનારા જ્ઞાની છે

"ગુણોના સ્પર્શ વડે વૃદ્ધિ પામેલી અને વિષયરૂપી ,પળ વાળી તે અશ્વત્થની ડાળીઓ નીચે ઉપર પ્રસરેલી છે કર્મોને બંધન કરનારા તેના મૂળ મનુષ્ય લોકમા નીચે ફેલાયેલા છે

"આનુ યથાર્થ સ્વરૂપ જોવામા આવતુ નથી તેને અં નથી, આદિ નથી, પાયો નથી, ખૂબ ઊંડે ગયેલા મૂળવાળ આ અશ્વત્થ વૃક્ષને અસગરૂપી બળવાન શસ્ત્રથી છેદીને મનુ આ પ્રાર્થના કરે 'જેણે સનાતન-પ્રવૃત્તિ—માયા-પસારેલી તે આદિપુરુષને હુ શરણ જાઉં છુ!' અને તે પદને શોધે જેને પામનારાને ફરી જન્મમરણના ચક્રમા પડવુ નથી પડતુ (૧૫-૧ થી ૪)

"જેણે માનમોહનો ત્યાગ કર્યો છે, જેણે આસક્તિ થતા દોષોને દૂર કર્યા છે, જે આત્મામા નિત્ય નિમગ્ન છે, જેન વિષયો શમી ગયા છે, જે સુખદુ ખરૂપી દ્વદ્વોથી મુક્ત છે તે જ્ઞાન અવિનાશી પદને પામે છે ત્યા સૂર્યને, ચદ્રને કે અગ્નિને પ્રકા આપવાપણું રહેતું નથી હોતુ જ્યા જનારને ફરી જન્મવુ નથ પડતું એ પરમ ધામ છે" (૧૫-૫,૬)

"ઈશ્વરનો સનાતન અશ જીવલોકમા જીવ થઈને પ્રકૃતિમ રહેલ પાચ ઇંદ્રિયો અને મનને આકર્ષે છે" (૧૫-૭)

"યત્ન કરતા યોગીજન પોતાને વિષે રહેલા (આ ઈશ્વર ને જુએ છે જેણે આત્મશુદ્ધિ નથી કરી એવા મૂઢજન યત્ન કરતા છતા પણ એને ઓળખતા નથી સૂર્યમા રહેલુ જે તેજ આખા જગતને પ્રકાશે છે અને જે તેજ ચન્દ્રમા અં અગ્નિમા રહેલુ છે તે મારુ છે એમ જાણ પૃથ્વીમા પ્રવેશ કરીને મારી શક્તિથી હુ પ્રાણીઓને ધારણ કરુ છુ, અં રસો ઉત્પન્ન કરું છુ પ્રાણીઓના દેહનો આશ્રય લઈ જઠરાગ્નિ

થઈ પ્રાણ અને અપાન વાયુ વડે હુ ચાર પ્રકારનુ અન્ન પચાવુ છુ બધાના હૃદયને વિષે રહેલા મારા વડે સ્મૃતિ, જ્ઞાન, અને તેનો અભાવ થાય છે બધા વેદોથી જાણવા યોગ્ય તે હુ જ, વેદોનો જાણનાર હુ, વેદાન્તનો પ્રગટાવનાર પણ હુ જ છુ" (૧૫-૧૧ થી ૧૫)

"કેમ કે હુ ક્ષરની પર છુ અને અક્ષરથી પણ ઉત્તમ છુ, તેથી વેદોમા અને લોકોમા પુરુષોત્તમ નામે પ્રખ્યાત છુ મોહરહિત થઈને મને—પુરુષોત્તમને આમ જે જાણે છે તે સર્વ જાણે છે ને મને પૂર્ણભાવે ભજે છે" (૧૫-૧૮,૧૯)

## સોળમો અધ્યાય

આ અધ્યાયમા કહેવામા આવ્યુ છે:

"આ લોકમા બે જાતની સૃષ્ટિ છે દૈવી અને આસુરી દૈવી સપત મોક્ષ આપનારી અને આસુરી (સપત) બધનમા નાખનારી મનાઈ છે" (૧૬-૫, ૬)

"અભય, અત:કરણની શુદ્ધિ, જ્ઞાન અને યોગને વિષે નિષ્ઠા, દાન, દમ, યજ્ઞ, સ્વાધ્યાય, તપ, સરળતા, અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાતિ, અપૈશુન, ભૂતદયા, અલોલુપતા, મૃદુતા, મર્યાદા, અચચળતા, તેજ, ક્ષમા, ધૃતિ, શૌચ, અદ્રોહ, નિરભિમાન—આટલા ગુણો દૈવી સપતના છે" (૧૬-૧ થી ૩)

"દભ, દર્પ, અભિમાન, ક્રોધ, પારુષ્ય, અજ્ઞાન, આટલા ગુણો આસુરી સપતવાળામા હોય છે" (૧૬-૪)

આ પછી તેર શ્લોકોમા આસુરી સંપતવાળાની રહેણી-કરણીનુ વર્ણન છે વર્તમાન સમયના પાશ્ચાત્ય નેતાઓની અને તેમનુ અનુકરણ કરનારા માણસોનુ તાદૃશ ચિત્ર નીચેના તેર શ્લોકોમા છે

"આસુર લોકો પ્રવૃત્તિ શું, નિવૃત્તિ શું એ જાણતા નથી તેમ જ તેમને નથી શૌચનું કે આચારનું કે સત્યનું ભાન તેઓ કહે છે — જગત અસત્ય, આધાર વિનાનું ને ઈશ્વર વિનાનું છે કેવળ નરમાદાના સબંધથી થયેલું છે તેમાં વિષય ભોગ સિવાય બીજો શો હેતુ હોય? ભયાનક કામો કરવાવાળા, મન્દમતિ દુષ્ટો આવા અભિપ્રાયને પકડી રાખી જગતના શત્રુ બનીને તેના નાશને સારુ ઊભરાય છે તૃપ્ત ન થાય એવી કામનાઓથી ભરપૂર, દમ્ભી, માની, મદાંધ, અશુભ નિશ્ચયોવાળા મોહોથી દુષ્ટ ઇચ્છાઓ ગ્રહણ કરીને પ્રવર્તે છે! પ્રલય સુધી જેનો અંત જ નથી એવી અમાપ ચિંતાનો આશ્રય લઈને, કામોના પરમ ભોગી, 'ભોગ એ જ સર્વસ્વ છે' એવો નિશ્ચય કરવાવાળા, સેંકડો આશાની જાળમાં ફસાયેલા, કામી, ક્રોધી, વિષયભોગને અર્થે અન્યાયપૂર્વક દ્રવ્યસંચય ઇચ્છે છે આજ મેં આ મેળવ્યું, આ મનોરથ (હવે) પૂરો કરીશ, આટલું ધન મારી પાસે છે, વળી કાલે આટલું બીજું મારું થશે, આ શત્રુને તો માર્યો, બીજાને પણ મારીશ હું સર્વસંપન્ન છું, ભોગી છું, સિદ્ધ છું, બળવાન છું, સુખી છું હું શ્રીમંત છું, કુલીન છું, મારા જેવો બીજો કોણ છે? હું યજ્ઞ કરીશ, દાન દઈશ, આનંદ માણીશ, એમ અજ્ઞાનથી મૂઢ થયેલા માને છે અને અનેક ભ્રમણાઓમાં પડી મોહજાળમાં ફસાઈ વિષયભોગમાં મસ્ત થયેલા અશુભ નરકમાં પડે છે પોતાને મોટા માનનાર, અક્કડ, ધન અને માનના મદમાં મસ્ત (એવા એ) દમ્ભી અને વિધિ વિનાના માત્ર નામના જ યજ્ઞ કરે છે અહંકાર, બળ, ઘમંડ, કામ અને ક્રોધનો આશ્રય લેનારા, નિંદા કરનારા અને તેમના ને બીજાઓમાં રહેલો જે હું તેનો દ્વેષ કરનારા તેઓ છે એ નીચ, દ્વેષી, ક્રૂર, અમંગળ નરાધમોને હું આ સંસારમાની અત્યંત આસુરી યોનિમાં જ વારંવાર નાખું છું" (૧૬–૭થી ૧૯)

જન્મોજન્મ આસુરી યોનિને પામીને અને મને ન પામવાથી એ મૂઢ લોકો એથીયે વધારે અધમ ગતિને પામે છે" (૧૬–૨૦).

त्रिविध नरकस्येदं द्वारं नाशनमात्मनः
काम क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत् । (२१)

"આત્માનો નાશ કરનારુ આ ત્રેવડું દ્વાર છે: કામ, ક્રોધ અને લોભ. તેથી એ ત્રણેનો માણસે ત્યાગ કરવો. આ ત્રેવડા નરકદ્વારથી દૂર રહેનાર મનુષ્ય આત્માનુ કલ્યાણ આચરે છે ને તેથી પરમગતિને પામે છે. જે મનુષ્ય શાસ્ત્રવિધિને છોડીને સ્વેચ્છાએ ભોગોમાં રાચે છે તે નથી સિદ્ધિ મેળવતો, નથી સુખ મેળવતો, નથી પરમ ગતિ મેળવતો. તેથી કાર્ય અને અકાર્યનો નિર્ણય કરવામાં તારે શાસ્ત્રને પ્રમાણ માનવુ, શાસ્ત્ર-વિધિ શું છે તે જાણીને અહીં તારે કર્મ કરવુ યોગ્ય છે" (૧૬–૨૧ થી ૨૪).

## સત્તરમો અધ્યાય

આ અધ્યાયમાં અર્જુને ફરી પૂછ્યું:

"હે કૃષ્ણ! શાસ્ત્રવિધિ એટલે શિષ્ટાચારને ન ગણકારી જે કેવળ શ્રદ્ધાથી જ પૂજાદિ કરે છે તેની ગતિ કેવી થાય? સાત્વિક, રાજસી કે તામસી?" (૧૭–૧)

શ્રીકૃષ્ણ તેનો ઉત્તર આપે છે:

"માણસને સ્વભાવથી જ ત્રણ પ્રકારની શ્રદ્ધા એટલે સાત્વિકી, રાજસી અને વળી તામસી હોય છે. બધાની શ્રદ્ધા પોતાના સ્વભાવને અનુસરે છે, મનુષ્યને કંઈક ને કંઈક શ્રદ્ધા તો હોય જ, જેવી જેની શ્રદ્ધા તેવો તે થાય છે (૧૭–૨,૩). દંભ અને અહંકારવાળા કામ અને રાગના બળથી પ્રેરાયેલા જે લોકો શાસ્ત્રીય વિધિ વિનાનુ ઘોર તપ કરે છે, તે મૂઢ લોકો શરીરને

વિષે રહેલાં પંચમહાભૂતોને, વળી અંતઃકરણમાં રહેલા મને પણ કષ્ટ આપે છે. આવાને આસુરી નિશ્ચયવાળા જાણ (૧૭–૫, ૬). જે કર્મો ફળની ઇચ્છારહિત માત્ર કર્તવ્ય સમજીને નિષ્પક્ષ ભાવે પરમ શ્રદ્ધાપૂર્વક, બદલાની ભાવના વિના કરવામાં આવે તે કર્મ સાત્વિક કહેવાય. (૧૭–૧૧, ૧૭થી ૨૦; ૧૮–૨૩થી ૨૬). જે કર્મો ફળના ઉદ્દેશથી તથા દંભથી સત્કાર, પૂજા અને માન અર્થે કરવામાં આવે છે તે કર્મો રાજસી કહેવાય છે" (૧૭–૧૨, ૧૮, ૨૧; ૧૮–૨૪, ૨૭).

"જે કર્મો વિધિરહિત, શ્રદ્ધાવિહીન, પરિણામ વિચાર્યા વિના, બીજાનાં લાભહાનિનો વિવેક કર્યા વિના, દુરાગ્રહથી, અથવા પારકાના નાશને અર્થે, દેશ, કાળ, પાત્રનો વિચાર કર્યા વિના, માન વગર અને તિરસ્કારવૃત્તિથી કરવામાં આવે છે તે તામસી કહેવાય છે" (૧૭–૧૩, ૧૯, ૨૨; ૧૮–૨૫, ૨૮).

"દેવ, બ્રાહ્મણ, ગુરુ, અને જ્ઞાનીની પૂજા, પવિત્રતા, સરળતા, બ્રહ્મચર્ય, અહિંસા એ શારીરિક તપ કહેવાય છે. દુઃખ ન દે એવું, સત્ય, પ્રિય, હિતકર વચન અને ધર્મગ્રંથનો અભ્યાસ એ વાચિક તપ કહેવાય છે. મનની પ્રસન્નતા, સૌમ્યતા, મૌન, આત્મસંયમ, ભાવનાશુદ્ધિ એ માનસિક તપ કહેવાય છે (૧૭–૧૪થી ૧૬). હે પાર્થ! જે યજ્ઞ, દાન, તપ કે બીજું કાર્ય શ્રદ્ધા વિના થાય છે તે અસત્ કહેવાય છે. તે નથી અહીંના કામનું કે નથી પરલોકના" (૧૭–૨૮).

ગીતાજીના આ નાનકડા અધ્યાયમાં મનુષ્યનાં સર્વ કર્મોની તથા ભાવનાની અનુપમ કસોટી બતાવવામાં આવી છે.

### અઢારમો અધ્યાય

આ છેવટનો અધ્યાય છે. તેમાં સાચા સંન્યાસની પિછાણ કરાવવામાં આવી છે.

"કામ્ય (કામનાથી ઉત્પન્ન થયેલા) કર્મોના ત્યાગને જ્ઞાનીઓ સન્યાસ નામે જાણે છે બધા કર્મોના ફળના ત્યાગને ડાહ્યા લોકો ત્યાગ કહે છે" (૧૮-૨)

ગીતામા જ્યાં જ્યા 'ફલના ત્યાગ'નો અથવા 'શુભાશુભ પરિણામોની પરવા ન કરવા'નો ઉલ્લેખ છે તેનો અર્થ એટલો જ છે કે પોતાના કર્તવ્યપાલનમા કર્તાને સુખ સાપડે કે દુ:ખ મળે, તેની નામના વધે કે ઘટે, એની લેશ પણ સ્પૃહા ન કરવી જોઈએ અને કર્તાના મન ઉપર તેની અસર પણ ન થવી જોઈએ. આનો અર્થ એમ ન કરવો કે કોઈ પણ કામ પરિણામનો વિચાર કર્યા વિના કરવુ જે કર્મ 'પરિણામનો, અપ્રસ્તુતતાનો કે અઘટિતતાનો વિચાર કર્યા વિના' કરવામા આવે છે તેને તામસી કર્મ કહ્યુ છે એ આપણે પાછલા અધ્યાયમા જોઈ ગયા છીએ સ્વાર્થત્યાગનો ભાવ રાખીને અને લોકકલ્યાણને ઇચ્છીને કામ કરવુ જોઈએ એ 'ફલત્યાગ'નો અર્થ છે એને જ આ અધ્યાયમા સાચો 'સન્યાસ' અથવા 'ત્યાગ' કહ્યો છે.

"યજ્ઞ, દાન, ને તપરૂપી કર્મ કરવા જોઈએ આ મનુષ્યને પાવન કરનારા છે, પરતુ આ કર્મો પણ આસક્તિ અને ફલેચ્છાનો ત્યાગ કરીને કરવા જોઈએ (૧૮-૫,૬) આને જ સાત્વિક ત્યાગ કહ્યો છે (૧૮-૯, ૧૧) નિયત કર્મનો ત્યાગ યોગ્ય નથી મોહને વશ થઈને અથવા કાયાના કષ્ટના ભયથી કર્મનો ત્યાગ થાય છે તે અહિતકર છે (૧૮-૭,૮) જ્ઞાન પણ ત્રણ પ્રકારના છે જે વડે મનુષ્ય બધા ભૂતોમા એક જ અવિનાશી ભાવને અને વિવિધતામા એકતાને જુએ છે તેને સાત્વિક જ્ઞાન જાણ જુદા જુદા (દેખાતા) હોવાથી બધા ભૂતોમા

જે વડે મનુષ્ય જુદા જુદા વહેંચાયેલા ભાવો જુએ છે તે જ્ઞાન રાજસ ત્રણ જે વડે એક જ કાર્યમા કઈ કારણ વિના બધા આવી જવાનો ભાસ આવે છે, જે રહસ્ય વિનાનુ ને તુચ્છ છે તે તામસ જ્ઞાન કહેવાય છે" (૧૮-૨૦ થી ૨૨)

આ જ ધોરણે સર્વ ધર્મોને તથા સર્વ જાતોને એક સમજવા તે સાત્ત્વિક, સૌને ભિન્ન સમજવા તે રાજસ અને પોતાના જ ધર્મને અથવા જાતિને ઉચ્ચ માનવી અને બીજાઓને હલકા તથા ખોટા માનવા તે તામસ કહેવાય

"સુખના પણ ત્રણ પ્રકારો છે જેના અભ્યાસથી મનુષ્ય રાચે છે, જેથી દુખનો અત પામે છે જે આરભમા ઝેર જેવુ લાગે છે પરિણામે અમૃતના જેવુ હોય છે, જે આત્મજ્ઞાનની પ્રસન્નતામાથી ઉત્પન્ન થયેલુ હોય છે તે સાત્ત્વિક સુખ કહેવાય છે વિષયો અને ઇન્દ્રિયોના સયોગથી જે આરભમા અમૃત જેવુ લાગે છે પણ જે પરિણામે ઝેર સમાન હોય છે તે સુખ રાજસ કહેવાય છે જે આરભમા અને પરિણામે આત્માને મૂર્છા પમાડનારુ છે અને નિદ્રા, આળસ અને પ્રમાદમાથી ઉત્પન્ન થયેલુ છે તે તામસ સુખ કહેવાય છે" (૧૮-૩૬થી૩૯)

આ જ પ્રમાણે કર્તા, કર્મ, બુદ્ધિ તથા ધીરજ પણ ત્રણ ત્રણ પ્રકારના છે

સર્વ ધર્મોમા એકતા, સદાચાર અને સર્વ ભૂતોમા એક આત્મા નીરખવા ઉપર ભાર મૂકવા છતા જુદા જુદા મનુષ્યો માટે ભિન્ન ભિન્ન 'ધર્મો' પણ દર્શાવાયા છે મનુષ્યોમા સ્વભાવનો ભેદ છે એમ ગીતા ઉપદેશે છે જન્મ, જાતિ, દેશ, પથ, સપ્રદાય વગેરેના ભેદો ગીતાને માન્ય નથી

"બ્રાહ્મણ ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રના કર્મોના પણ તેમના સ્વભાવજન્ય ગુણોને લીધે ભાગ પડ્યા છે શમ દમ, તપ, શૌચ

ક્ષમા, સરળતા, જ્ઞાન, અનુભવ, આસ્તિકતા એ બ્રાહ્મણના સ્વભાવજન્ય કર્મો છે શૌર્ય, તેજ, ધૃતિ, દક્ષતા, યુદ્ધમા પાછા ન હઠવુ, દાન, રાજ્યકર્તાપણુ એ ક્ષત્રિયના સ્વભાવજન્ય કર્મો છે ખેતી, ગોરક્ષા, વેપાર એ વૈશ્યના સ્વભાવજન્ય કર્મો છે વળી શૂદ્રનુ સ્વભાવજન્ય કર્મ ચાકરી છે" (૧૮–૪૧ થી ૪૪)

ચારેયનાં ગીતાએ સ્વભાવ ઉપર ભાર મૂક્યો છે. વર્ણવ્યવસ્થાનો ગીતાનો અર્થ આ છે. આમા નાનામોટા, ઊંચનીચના ભેદનો પ્રશ્ન ઊઠતો જ નથી કારણ કે –

"પોતે પોતાના કર્મમા રત રહીને પુરુષ મોક્ષ પામે છે પોતાના કર્મમા રત રહેવો માનવી કઈ રીતે મોક્ષ પામે છે એ સાંભળ જેના વડે પ્રાણીઓની પ્રવૃત્તિ ચાલે છે, જેના વડે આ બધુ વ્યાપ્ત છે તેને જે પુરુષ સ્વકર્મ વડે ભજે છે તે મોક્ષ પામે છે. પરધર્મ સુકર હોય તે છતા તેના કરતા વિગુણ એવો સ્વધર્મ વધારે સારો છે સ્વભાવને અનુરૂપ કર્મ કરનાર મનુષ્યને પાપ લાગતુ નથી" (૧૮–૪૫ થી ૪૭)

દરેક મનુષ્યનું પોતપોતાનાં સ્વભાવ, વૃત્તિ તથા ગુણો અનુસાર બીજા પ્રત્યેનાં કર્તવ્યોનું ભાન કરાવવામા આવ્યુ છે; જન્મગત જાતપાંત, ઊંચનીચનો ઉલ્લેખ નથી.

મનુષ્ય પરમેશ્વરનો સાક્ષાત્કાર કેવી રીતે કરી શકે તે વિષે કહેવાયુ છે:

"જેણે બધામાથી આસક્તિ ખેંચી લીધી છે, જેણે કામનાઓ છોડી છે, જેણે મનને જીત્યુ છે તે સન્યાસ વડે નૈષ્કર્મ્ય રૂપ પરમસિદ્ધિ પામે છે જેની બુદ્ધિ શુદ્ધ થયેલ છે એવો યોગી દૃઢતાપૂર્વક પોતાને વશ કરીને, શબ્દાદિ વિષયોનો ત્યાગ કરીને, રાગદ્વેષને જીતીને, એકાંત સેવીને, અલ્પાહાર કરીને, વાચા,

કાયા અને મનને અંકુશમાં રાખીને, ધ્યાનયોગમાં નિત્યપરાયણ રહીને, વૈરાગ્યનો આશ્રય લઈને, અહંકાર, બલ, દર્પ, કામ, ક્રોધ, અને પરિગ્રહનો ત્યાગ કરીને, મમતારહિત અને શાન્ત થઈને બ્રહ્મભાવને પામવા યોગ્ય થાય છે. બ્રહ્મભાવને પામેલો પ્રસન્નચિત્ત મનુષ્ય નથી શોક કરતો, નથી કંઈ ઇચ્છતો; ભૂતમાત્રને વિષે સમભાવ રાખીને મારી પરમ ભક્તિને પામે છે. હું કેવો અને કોણ છું એ ભક્તિ વડે એ યથાર્થ જાણે છે અને એમ મને યથાર્થ જાણીને મારામાં પ્રવેશ કરે છે" (૧૮–૪૯, ૫૦ થી ૫૫).

બધાં કર્મો ઈશ્વરને અર્પણ કરવાનું વારંવાર કહેવાયું છે (૧૮–૫૭); ઈશ્વર સર્વેના હ્રદયમાં વાસ કરે છે (૧૮–૬૧) આ પણ કહેવાયું છે.

છેવટે ગીતામાં જેને સર્વેમાં ગુહ્ય રહસ્ય કહેવાયું છે તે શું છે તે વિષે કહેવાયું છેઃ

"માત્ર એક ઈશ્વરમાં જ મન પરોવો, એની જ ભક્તિ કરો, સર્વ કર્મો એને જ અર્પણ કરો, એનું જ શરણું લો, જુદા જુદા ધર્મો, રીતિરિવાજો, સંપ્રદાયોને છોડીને માત્ર એક પરમેશ્વરનો જ આશરો લો. આ જ મોક્ષપ્રાપ્તિનું સાધન છે" (૧૮–૬૪ થી ૬૬).

# ગીતાસાર

ગીતાના દરેક અધ્યાયનો સાર આપણે જોઈ ગયા. આમાં અમે એ 'ગીતાધર્મ' બતાવવાનો પ્રયત્ન કર્યો છે કે જે દરેક દેશ, કાળ તથા જાતિ માટે અમૂલ્ય ઉપદેશરૂપ છે. અર્થનો અનર્થ ન થાય તે રીતે શ્લોકનો સાર તારવ્યો છે; કેટલેક ઠેકાણે શ્લોકોનું ભાષાંતર છે.

જીવ ને શિવ વચ્ચેનો સંબંધ શો ? ઈશ્વર અવ્યક્ત અને વ્યક્ત પણ છે ? આત્મા અને સ્થૂલ શું છે ? પૃથ્વી કેવી રીતે ઉત્પન્ન થઈ ? આવા સર્વદાર્શનિક પ્રશ્નોની ચર્ચા પોતાની રીતે ગીતાએ કરી છે. ગીતાનો ઝોક અદ્વૈતવાદ તરફ છે છતાંય ગીતા ઉપદેશે છે કે સાચું ધાર્મિક જીવન વિતાડવા માટે માત્ર એક પરમેશ્વરમાં આસ્થા રાખવી જરૂરી છે; વાદોમાં પડવું જરૂરી નથી.

ગીતાધર્મ આચરણ–પાલન ઉપર ભાર મૂકે છે. આ સંસારમાં જીવન કેમ ગાળવું એ જ ધર્મ છે, શું માનવું, ન માનવું એ નહીં.

હવે અમે ફરીથી અઢાર અધ્યાયોનો સાર સંક્ષેપમાં આપીએ છીએ.

તે કાળે આ દેશમાં ઘણાં જુદાં જુદાં કુળ, જાતિ તથા વર્ણ હતાં અને તે સર્વનો સંબંધ જન્મથી માનવામાં આવતો હતો; અને બહુ લાંબો સમય પહેલાંથી દરેક જાતિના ભિન્ન

ભિન્ન રીતરિવાજો ચાલ્યા આવતા હતા. આને 'કુલધર્મો' અને 'જાતિધર્મો'ના નામે ઓળખવામાં આવતા હતા (૧–૪૦,૪૩). આ કુળધર્મોનું પાલન અત્યંત આવશ્યક હતું. જો કોઈ કુળ પોતાના રિવાજોને છોડીને વર્તન કરતું તો તે કુળનાં સર્વ સ્ત્રીપુરુષો તથા પિતૃઓ નરકના અધિકારી થયેલા મનાતા (૧–૪૨); પિતૃઓને પિંડદાન દેવાનો રિવાજ પણ હતો (૧–૪૨); અને આ પિંડદાન એના વંશજો જ દઈ શકતા; સ્વાભાવિક રીતે તે વેળા વર્ણસંકરતાનો ભય વિશેષ હતો અને તેથી પોતાના કુળના કોઈને પણ મારવો ભલેને પછી તે 'આતતાયી' સિતમગર હોય—તે મહાપાપ ગણાતું (૧–૩૬,૪૫). આવા રીતરિવાજોને માનવાનું ગીતાની દૃષ્ટિએ સમજદારીનું કામ નથી ગણાયું, આને 'મોહ,' 'હૃદયદૌર્બલ્ય' અને 'અપયશ દેનાર' એ નામો ગીતાએ આપ્યાં છે અને તેથી તે ખોટી વસ્તુ છે એમ પુરવાર કર્યું છે (૨–૩ થી ૧૦).

ઋક્, યજુર્ અને સામ્ આ ત્રણ વેદો ઉપર લોકોને ઘણો વિશ્વાસ હતો. વેદોમાંથી તેમણે યજ્ઞ, હોમ, જપતપ વગેરે શીખી લીધું હતું; અનેક દેવદેવીઓનું પૂજન લોકો કરતા હતા. દેવદેવીઓને નામે યજ્ઞમાં નાના પ્રકારની આહુતિઓ અપાતી હતી; બલિદાન અપાતાં હતાં; દેવદેવીઓની આશિષ મંગાતી હતી કે જેથી આ લોકમાં તથા પરલોકમાં સુખ મળે. સ્વર્ગપ્રાપ્તિનો વિચાર 'ભોગ-ઐશ્વર્ય' અને 'ઇંદ્રિય-સુખો' પૂરતો જ મર્યાદિત હતો. યજ્ઞોમાં 'સોમપાન'નો રિવાજ પણ હતો; વગેરે વગેરે (૨–૪૨,૪૩,૪૪,૫૩).

ગીતા આવા શિક્ષણથી ઊંચે સ્તરે મનુષ્યને લઈ જાય છે. આવી રીતના વહેમોને ગીતા અજ્ઞાન કહે છે (૨, ૪૨ થી ૪૪). કર્મકાંડ લોકોને ત્રણ ગુણોમાં બાંધે છે અને ગીતા આવી બંધનમુક્તિનો માર્ગ બતાવે છે. જ્ઞાની માટે વેદો કામા છે જેવી રીતે કે એવે ઠેકાણે કૂવો કે જેની ચારે કોર પાણી જ પાણી હોય (૨, ૪૫, ૪૬). વેદોના આવા શિક્ષણથી મનુષ્યની મતિ ફરી જાય છે (૨, ૫૩). જે પુરુષ આ સંસારમાં કર્તવ્યકર્મ કરવા ચાહે છે તેને વેદોની આવશ્યકતા નથી રહેતી (૬, ૪૪).—'વેદોથી, યજ્ઞોથી, જપતપથી અને આવાં વિધિવિધાનોથી મનુષ્ય ઈશ્વરદર્શન કરી શકતો નથી" (૧૧, ૪૮, ૫૩).

સાચો યજ્ઞ કયો અને સાચું તપ કયું તે ગીતાએ બતાવ્યું છે. ચોથા અધ્યાયમાં જુદા જુદા યજ્ઞોનું વર્ણન કર્યાં પછી કહેવામાં આવ્યું છે કે યજ્ઞની ભાવનાથી નિઃસ્વાર્થ-ભાવે ફલેચ્છાનો ત્યાગ કરીને, લોકકલ્યાણ માટે, દ્વેષરહિત થઈને ઈશ્વરને અર્પણ કરીને જે કર્મ થાય છે તે જ 'યજ્ઞ' છે. સૌથી ચઢિયાતો યજ્ઞ તે 'જ્ઞાનયજ્ઞ' છે કે જે વડે 'મનુષ્ય પોતામાં સર્વને અને સૌને ઈશ્વરમાં જુએ છે' (૪, ૩૫). આ જ્ઞાન કરતાં ચઢિયાતું આત્માને શુદ્ધ કરનારું બીજું આ સંસારમાં કાંઈ નથી (૪, ૩૮). એ જ રીતે ગીતા બ્રહ્મચર્ય, અહિંસાને શારીરિક તપ; દૂભ ન દે એવાં સત્ય, પ્રિય, હિતકર વચનને વાચિક તપ; આત્મસંયમ, મનની પ્રસન્નતા તથા ભાવનાશુદ્ધિને માનસિક તપ કહે છે. આમ તપના ત્રણ પ્રકારો ગીતાએ પ્રબોધ્યા છે (૧૭. ૧૪-૧૬).

ઇંદ્રિયસુખો તથા સ્વર્ગ વગેરેની લાલસાને આત્મોન્નતિમાં બાધારૂપ ગણવામાં આવ્યા છે અને તેથી ગીતાએ તેનો ત્યાગ ઉપદેશ્યો છે.

જુદા જુદા ધાર્મિક વિધિઓ અંગે ગીતાનું મંતવ્ય નિરાળુ છે તે એ છે કે અજ્ઞાનીઓ વિધિવિધાનોનું પાલન કરતા કરતા શ્રદ્ધાપૂર્વક કોઇક સત્કર્મોને કરે છે તો જ્ઞાનીઓએ તેવાઓની બુદ્ધિને ડામાડોળ ન કરવી જેથી તેઓ (અજ્ઞાનીઓ) સત્કર્મોને છોડી દે (૩, ૨૬, ૨૯).

દેવદેવતાઓની પૂજા અને એક ઈશ્વરની ભક્તિના ભિન્ન ભિન્ન પ્રકારો વિષે ગીતાએ તદ્દન સ્પષ્ટરૂપે કહ્યું છે. ઈશ્વર અનાદિ તથા અનંત છે, તે સર્વવ્યાપક છે તથા અલિપ્ત છે, તે સર્વ હૃદયોમાં વાસ કરે છે પણ કલ્પનાતીત છે; મનુષ્યની વાચા તેને વર્ણવી શકતી નથી અને તેથી એવા નિર્ગુણનું ધ્યાન ધરવું મનુષ્ય માટે કઠણ છે (૧૨, ૩, ૪, ૫). આ માટે જ મનુષ્ય તેની ઉપાસના તેના કોઈ એક ગુણ, શક્તિ કે અંશને સન્મુખ રાખી કરી શકે છે. દેવદેવતાઓનાં નામો ઈશ્વરની નિરનિરાળી શક્તિનાં કે ગુણનાં જ નામો છે. આ રીતે સૌ દેવતાઓની અલગ અલગ કલ્પના એ ઈશ્વરની આંશિક કલ્પના છે અને દુનિયાના સર્વ ઇષ્ટદેવો પરમાત્માનાં રૂપો છે. આ કારણે કોઈપણ એક દેવની પૂજા તે ઈશ્વરની પૂજા છે.

ઇસ્લામ ધર્મ માત્ર એક નિરાકાર અલ્લાહ સિવાય બીજા કોઈની આરાધનાને મિથ્યા માને છે અને તેવી પૂજાને — બંદગીને — વર્જ્ય ગણે છે. પરંતુ ઉપરના વિચારો કેટલાક સદીઓનાં [illegible] આવે છે. સત્તરમી સદીમાં શેખ

મુહિબુલ્લાહ ઇલાહાબાદી નામના એક પ્રખ્યાત સૂફી થયા છે. એમનો અને દારાશિકોહનો પત્રવ્યવહાર ફારસીમાં છપાયો છે જેમાં શેખ મુહિબુલ્લાહે 'લાઇલાહઇલ્લલ્લાહ' (અલ્લાહ સિવાયનું કોઈ આરાધ્ય નથી)નો અર્થ કરતાં કહ્યું છે કે 'દુનિયામાં જેટલાં આરાધ્ય છે તે સર્વે અલ્લાહ છે.' સૂફીમતના પ્રમાણભૂત ફારસી ગ્રંથ 'ગુલશને રાજ'માં પણ 'લાઇલાહઇલ્લલ્લાહ'નો એ જ અર્થ બતાવ્યો છે. એના અભિપ્રાય પ્રમાણે અલ્લાહ એક છે, એની સમાન અન્ય કોઈ નથી, અને દુનિયાના સર્વે દેવદેવતાઓ એ અલ્લાહનાં રૂપો છે અને તેથી કોઈ પણ દેવદેવતાની ઉપાસના તે અલ્લાહની પૂજા છે. સૂફી વિદ્વાનોનો આ વિચાર ગીતાને મળતો આવે છે.

પૂજાના પ્રકારો વિષે ગીતામાં કહેવાયું છે કે મનુષ્ય શ્રદ્ધાથી તથા સચ્ચાઈથી જે રીતે ઇશ્વરને ભજે છે તે રીત ઈશ્વરને માન્ય છે.

> ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम्।
> मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥ (४, ११)

"જેઓ જે પ્રમાણે મારો આશ્રય લે છે તે પ્રમાણે હું તેમને ફળ આપું છું. ગમે તે પ્રકારે પણ હે પાર્થ! મનુષ્યો મારા માર્ગને અનુસરે છે—મારા શાસન નીચે રહે છે" (૪, ૧૧).

"જેઓ શ્રદ્ધાપૂર્વક બીજા દેવતાઓને ભજે છે તેઓ પણ ભલે વિધિ વિના છતાં મને જ ભજે છે" (૯,૨૦)

"દેવતાઓનું પૂજન કરનારા દેવલોકને પામે છે, પિતૃઓનું પૂજન કરનારા પિતૃલોકને પામે છે, ભૂતપ્રેતાદિને પૂજનારા તે લોકોને પામે છે, અને મને ભજનારા મને પામે છે" (૯,૨૫).

આ માટે જ ગીતાનો સ્પષ્ટ ઉપદેશ છે કે બીજા સર્વ દેવોને છોડીને માત્ર એક ઈશ્વરનું જ પૂજન કરવું જોઈએ (૯, ૨૭, ૩૪). અને "બધા ધર્મોનો ત્યાગ કરીને એક મારું જ શરણુ લે. હું તને બધાં પાપોથી મુક્ત કરીશ., શોક મા કર" (૧૮, ૬૬).

આ પ્રમાણે ગીતા તથા કુરાન બંને માત્ર એક ઈશ્વરના પૂજનનો જ ઉપદેશ કરે છે.

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર એ વર્ણભેદને ગીતા જન્મથી ન માનતાં મનુષ્યના ગુણ, કર્મ તથા સ્વભાવથી ઉત્પન્ન થયેલ માને છે. ગીતાના મંતવ્ય પ્રમાણે કોઈ ઊંચ કે નીચ નથી. શમ, દમ, તપ, શૌચ, ક્ષમા, સરળતા, જ્ઞાન, અનુભવ, આસ્તિકતા એ બ્રાહ્મણનાં સ્વભાવજન્ય કર્મો છે. શૌર્ય, તેજ, ધૃતિ, દક્ષતા, યુદ્ધમાં પાછા ન હઠવું, દાન, રાજ્યકર્તાપણું એ ક્ષત્રિયનાં સ્વભાવજન્ય કર્મો છે. ખેતી, ગોરક્ષા, વેપાર એ વૈશ્યનાં સ્વભાવજન્ય કર્મો છે. વળી શૂદ્રનું સ્વભાવજન્ય કર્મ ચાકરી છે (૧૮, ૪૨-૪૪).

ન જન્મ કે કુટુંબ સાથે કે ન કોઈ ધર્મ સાથે આનો સંબંધ છે. આ ચાર પ્રકારના મનુષ્યો પ્રત્યેક દેશમાં તથા ધર્મમાં હોય છે; એટલે કે જો ગીતા પ્રમાણે આપણે માનવા લાગીએ તો હિંદુસ્તાનના લાખો નોકરી ને મજૂરી કરવાવાળા બ્રાહ્મણોને ક્ષત્રિય કે શૂદ્ર માનવા પડશે. મુંબઈના વહોરા

મુસલમાનોને વૈશ્ય અને દીનબંધુ ઍંડ્રૂઝ, મૌલાના અબુલ કલામ જેવા હજરતો બિનહિંદુઓને બ્રાહ્મણ કહેવા પડશે.

દર્શનશાસ્ત્રની માન્યતા પ્રમાણે તે સમયમાં બે વિચાર-ધારાઓનું જોર હતું. 'કર્મ'માં માનવાવાળાઓ કર્મકાંડ તથા વિધિવિધાનોના પાલનમાં મુક્તિ માનતા હતા; બીજાઓ હતા 'સાંખ્ય' મતવાળા, કે જેઓ સંસારથી દૂર રહી સંન્યાસ દ્વારા મુક્તિ પામવાની ઇચ્છા રાખતા હતા. ગીતાએ આ બંને મતોના બાહ્ય આચારોને વ્યર્થ ગણાવ્યા છે અને આ બંનેની વિશેષતાઓનો સમન્વય સાધ્યો છે તથા બંનેની એકતા સાધી છે. (૫, ૪, ૫) ગીતામાં કહ્યું છે, "અગ્નિનો કે ક્રિયામાત્રનો ત્યાગ કરનારો સાચો સંન્યાસી નથી તેમ જ જે સ્વાર્થમાં લપટાયો છે તથા બાહ્યાચારોનો દાસ બની ગયો છે તે સાચો કર્મયોગી નથી. જે સ્વાર્થને વેગળો મૂકે છે, જે દ્વંદ્વથી પર છે, જે કોઈનો દ્વેષ કરતો નથી, જે સંસારનાં સર્વ આવશ્યક કર્મો, ફ્લોનો આશ્રય લીધા વિના કરે છે તે સાચો સંન્યાસી છે અને તે જ કર્મયોગી છે." (૫, ૩; ૬, ૧)

ગીતા જેને સાચો ધર્મ કહે છે અને જેનું સ્મરણ વારેઘડીએ કરાવે છે તે ધર્મ આ છે—બધે સમત્વ જાળવી દઢ બનીને ઇંદ્રિયોને વશમાં રાખીને (૧૨, ૪), નિર્દ્વન્દ્વ થઈને સુખદુઃખ, લાભાલાભની પરવા ન કરીને (૨, ૩૮) સકળનું કલ્યાણ વાંછીને (૩, ૨૫), કોઈથી દ્વેષ કે વેર ન રાખીને (૧૧, ૫૫), લોકકલ્યાણમાં ચિત્ત પરોવીને (૫, ૨૫; ૧૨, ૪)

બીજાઓ પ્રત્યે પોતાની ફરજોને અદા કરે છે (૧૮, ૯) તે જ ધર્માત્મા છે. ગીતા કહે છે કે નરકનાં ત્રણ દ્વારો છે — કામ, ક્રોધ અને લોભ (૧૬, ૨૧). સંસારીઓ માટે આ જ ગીતાધર્મનો સાર છે. આને જ ગીતા સાચી ઈશ્વરભક્તિ માને છે (૧૨, ૧૩ થી ૨૦); ગીતાનું કથન છે કે, "જેનાથી લોકો ઉદ્વેગ નથી પામતા, જે લોકોથી ઉદ્વેગ નથી પામતો, જે હર્ષ, ક્રોધ, અદેખાઈ, ભય, ઉદ્વેગથી મુક્ત છે તે મને (ઈશ્વરને) પ્રિય છે" (૧૨, ૧૫). આથી વિરુદ્ધ—"સ્વાર્થ સારુ ઘમંડી થઈને જે મહેનત કરે છે, તપ કરે છે અને પરિશ્રમ વેઠે છે તેનાં સર્વ કામો આસુરી છે અને ઈશ્વર તેવા મનુષ્યને ચાહતો નથી" (૧૬, ૫, ૬). આ રીતે "સ્વાર્થને દૂર કરીને, બીજાઓ પ્રત્યેની પોતાની ફરજો અદા કરવામાં લાગ્યો રહેનાર, સર્વની ભલાઈ કરનાર સાચા જ્ઞાનને પામી શકે છે." સાચું જ્ઞાન એ જ છે કે મનુષ્ય "પોતાની પેરે સૌને" (૫, ૭; ૬, ૩૨), "પોતામાં સૌને" (૬, ૨૯), "સૌને ઈશ્વરમાં" અને "સૌમાં એક ઈશ્વરને" જુએ (૬, ૩૦, ૩૧). આ રીતે જ, 'આત્મસંયમ' તથા 'પરસેવા' મારફત મનુષ્ય 'પોતાના આત્માને શુદ્ધ' કરતો કરતો આત્મોન્નતિને માર્ગે જઈ શકે છે; અને ત્યાર પછી 'પોતામાં' અને 'સૌમાં' એ પરમાત્મા કે જે સર્વ જ્યોતિઓનો જ્યોતિ છે (૧૩, ૧૭) તથા સૌના હૃદયમાં વસે છે (૧૫, ૧૫) તેનાં દર્શન તે કરે છે તથા મોક્ષ પામી શકે છે (૩, ૧૯; ૫, ૧૬, ૧૭, ૩૦).

આ છે ગીતાધર્મનો સાર.

હિંદુઓમા ઘણી ગીતાઓ છે જેવી કે રામગીતા, શિવગીતા, અષ્ટાવક્ર ગીતા વગેરે જે વસ્તુ ગાઈને કે લય સાથે કહેવાઈ હોય તેનુ નામ છે ગીતા પરન્તુ ગીતા નામના ઉચ્ચારણથી ભગવદ્ગીતાનો જ ભાવ ઉત્પન્ન થાય છે

કુરાનનો અર્થ એ છે કે જે વસ્તુ વચાઈ કે જાહેરમા કહેવાઈ હોય પણ કુરાનમા કુરાનના જુદા જુદા અંશોને તથા કુરાન પહેલાના ધર્મગ્રંથોને 'કુરાન' નામ અપાયુ છે મૌલાના રૂમીનો મશહૂર મસનવી ગ્રંથ 'પારસી ભાષામા કુરાન' કહેવાયો છે

ગીતામા પણ ગીતાના જુદા જુદા અધ્યાયોને ગીતાનુ નામ દેવાયુ છે

શ્રીકૃષ્ણે બંસરીના લય સાથે ઉપદેશ દીધો છે મૌલાના રૂમીએ બંસરીના ઉલ્લેખથી ગ્રંથનો આરંભ કર્યો છે અને પોતાના ગ્રંથને અલ્લાહની બંસરીનો અવાજ કહ્યો છે

એક બ્રહ્મનાદ સકળ બ્રહ્માંડમા ગુંજી રહ્યો છે એ સત્ય છે ગીતા હિંદુસ્તાનનુ કુરાન છે ને કુરાન અરબસ્તાનની ગીતા છે

— ખૂબુલ્લાહશાહ કલંદર

# राम और रहीम

## (१)

तुम राम कहो, वह रहीम कहे, दोनोंकी गर्ज़ अल्लाहसे है,
तुम दीन कहो, वह धर्म कहे, मंशा तो अुसीकी राहसे है.
तुम अिश्क कहो, वह प्रेम कहे, मतलब तो अुसीकी चाहसे है,
वह योगी हो, तुम सालिक हो, मक्सूद दिले आगाहसे है.
क्यों लडता है मूरख, बंदे! यह तेरी ख़ाम ख़याली है,
है पेडकी जड तो अेक वही, हर मजहब अेक अेक डाली है.

## (२)

बनवाओ शिवाला या मसजिद, है ओट वही, चूना है वही,
मेमार वही, मजदूर वही, मिट्टी है वही गारा है वही.
तकबीरका जो कुछ मतलब है, नाकूसका भी मंशा है वही,
तुम जिनको नमाज़ें कहते हो, हिन्दूके लिये पूजा है वही.
फिर लडनेसे क्या हासिल है? जी फहम हो तुम नादान नहीं.
जो भाई पै दौडें गुर्रा कर वह हो सकते अिनसान नहीं.

## (३)

क्या कत्ल व गारत ख़ूरेजी तारीफ यही ओमानकी है?
क्या आपसमें लडकर मरना तालीम यही कुरआनकी है?
अिन्साफ करो, तफसीर यही क्या वेदोंके फरमानकी है?
क्या सचमुच यह ख़ूंख़ारी ही आला ख़सलत अिनसानकी है?
तुम अैसे बुरे आमाल पे अपने कुछ तो खुदासे शर्म करो!
पत्थर जो बना रक्खा है 'सअीद' अिस दिलको जरा तो नर्म क

અલ્લાહે પોતે આ ગ્રંથ (કુરાન) તમારા (મહંમદ સાહેબના) પરમાં ઉતાર્યો છે. એની કેટલીક આયતો (વચનો) 'મુહકમાત' એટલે કે આખરી હુકમો છે તે જ આ ગ્રંથની જડ રૂપે છે; બાકીની આયતો 'મુતશાબેહાત' એટલે કે દૃષ્ટાંત–રૂપક જેવી છે. જેઓ વક્રદૃષ્ટિવાળા છે તેઓ કુરાનના આ (દૃષ્ટાંત–ઉપમાવાળા) ભાગનો આશરો લે છે અને લડાઈઝઘડા કરવા ચાહે છે, અને પોતાને મનફાવતો અર્થ કરે છે. પરંતુ કુરાનનો સાચો અર્થ તો એક અલ્લાહ અને જ્ઞાનીઓ સિવાય બીજા કોઈ જાણતા નથી; જ્ઞાનીઓ કહે છે કે આ ઈશ્વરી બક્ષિસ છે. દીર્ઘદૃષ્ટિવાળા જ આની પરવા કરે છે.

—કુરાન, ૩–૬

## કુરાન

ઇસ્લામ ધર્મના પયગંબર હજરત મહંમદ સાહેબ વિરલ મહાત્માઓમાંના એક હતા. વર્ષોનાં તપસ્યા, એકાંતવાસ, અનશન પછી અરબસ્તાનની પતિત અવસ્થાના કાળમાં ઇશ્વરે તેમને (મહંમદ સાહેબને) સ્વદેશના તથા સમસ્ત સંસારના હિતનો માર્ગ દાખવ્યો. ઇસ્લામ ધર્મનો પ્રચાર કરે તે પહેલાં તેમની ઉંમર ચાલીસ વર્ષની થઈ ચૂકી હતી. ત્રેસઠમે વરસે તેમણે પોતાની લીલા સંકેલી લીધી. આ તેવીસ વર્ષો દરમ્યાન જ્યારે મહંમદ સાહેબને આત્મવેદના થતી અથવા તો માર્ગ સૂઝતો નહીં ત્યારે તેઓ ભારે ક્રંદન સાથે ઇશ્વરની પ્રાર્થના કરતા હતા. એમનું શરીર ધ્રૂજી ઊઠતું; ક્યારેક તેઓ ચોફાળ ઓઢી સૂઈ રહેતા. ચોફાળ આંસુ તથા પરસેવામાં તરબોળ થઈ જતો. ક્યારેક તેઓ અન્ન તથા પાણી વિના પડ્યા રહેતા; છેવટે તેઓ ઊઠતાં ત્યારે જે વેણો તેઓ ઉચ્ચારતા તેને ઇશ્વરી આદેશરૂપ તેઓ લેખવતા હતા. તેવીસ વર્ષના ગાળામાં આ રીતે પ્રસંગોપાત્ત મહંમદ સાહેબ જે ઉચ્ચારતા તેના સંગ્રહનું નામ છે 'કુરાન'.

'કુરાન' શબ્દ 'કેરા'થી બન્યો છે. તેનો અર્થ છેઃ જાહેર કરવું કે વાંચવું. સંસ્કૃત 'કંદ', અંગ્રેજી 'કાઈ', અરબી 'કેરા' ત્રણેનાં મૂળ એક છે. 'કુરાન'નો શાબ્દિક અર્થ છે — જાહેર થઈ શકે અથવા વાંચી શકાય તે; લક્ષ્યાર્થ છે — ધર્મગ્રંથ.

ઇસ્લામ પહેલાં યહૂદીઓ પોતાના ધર્મગ્રંથને 'કરાહ' ને નામે ઓળખતા હતા. યહૂદીઓની ભાષા ઇબરાની તથા અરબોની અરબી એકમેક સાથે મળતી આવે છે. 'કુરાન' અને 'કરાહ'નો અર્થ પણ સમાન છે. ખુદ કુરાનમ પોતાની પહેલાંના ધર્મગ્રથોને 'કુરાન'નું નામ આપવામ આવ્યુ છે (૧૫–૮૦,૯૧).

મહંમદ સાહેબનાં બીજાં સર્વ ઉપદેશો, વાતો તથા દંતકથાઓ 'હદીસ' કહેવાય છે. તે ઈશ્વરી સંદેશ મનાતા નથી.

આ પ્રમાણે તેવીસ વર્ષોમાં કુરાનના જે જે ભાગો જુદે જુદે સમયે પ્રાપ્ત થતા ગયા તે તે મહંમદ સાહેબની આજ્ઞા પ્રમાણે તાડપત્રો, ચામડાના ટુકડા કે લાકડાની પટીઓ કે પથ્થરપાટો પર ઉતારી લેવામાં આવતા હતા. કોઈક એ વાંચવા લઈ જતા; કેટલાકને તે કંઠસ્થ થઈ ગયા હતા. આ તાડપત્રો કે ચર્મપટ્ટીઓ વગેરે એક પેટીમાં જેમ તેમ ખડકી દેવાયાં હતાં. સંગ્રહ વધતો જ ગયો. એમાંના કેટલાક ભાગો મહંમદ સાહેબના સમયમાં જ એમની સૂચના મુજબ જુદી જુદી સૂરાઓ(અધ્યાય)માં સાંકળી લેવાયા હતા.

કુરાનમાં કહેવાયુ છે — "અલ્લાહ ચાહે તે આયતને રદ કરી દે છે અથવા લોકોના સ્મરણપટ ઉપરથી ભૂંસી નાખે છે; અને એને બદલે બીજી અથવા તેથી વધારે સુંદર આયત મૂકી દે છે; કારણુ કે અલ્લાહ સર્વશક્તિમાન છે." (૨–૧૦૬) વળી એક ઠેકાણે કુરાનમાં કહેવાયું છે, "અલ્લાહ એક

આયતને બદલે બીજી ગોઠવે છે અને અલ્લાહ જ સર્વે કરતાં વધારે સારી પેઠે સમજે છે કે તે શો સંદેશ કે આદેશ પાઠવે છે" (૧૬-૧૦૧).

આ રીતે મહંમદ સાહેબના જીવતાં સુધીમાં સાઠ આયતો રદ થઈ ગઈ હતી; અને બાકીની બીજી કેટલીક એમના પછી રદ થયેલી મનાવા લાગી.*

કુરાનની 'આયત' એ વેદોની 'ઋચા'ના સમાન અર્થમાં છે.

મહંમદ સાહેબ પછીના પહેલા ખલીફા અબુબક્ર સાહેબે ટીમાં ભરી રાખેલ સર્વે ઉપલબ્ધ ટુકડાઓને તથા કંઠસ્થ ભાગોને મેળવીને પહેલી વાર ૧૧૪ સૂરાઓનો સંગ્રહ તૈયાર કરાવ્યો; અને આ સંગ્રહ મહંમદ સાહેબનાં વિધવા હિફ્સા પાસે રાખ્યો.

પણ આ જુદા જુદા ભાગોની કેટલીક નકલો બીજાઓ પાસે પણ હતી. જેમને જે જે ભાગો મોઢે હતા તેઓએ તે તે લખી લીધા હતા. આનું પરિણામ એ આવ્યું કે મક્કામાં, મદીનામાં તથા ઈરાકમાં દસપંદર વરસોમાં કેટલાંયે કુરાનો અસ્તિત્વમાં આવ્યાં. છેવટે મહંમદ સાહેબ પછી વીસ વરસે ત્રીજા ખલીફા ઉસમાને જે આવૃત્તિ અબુબક્રે તૈયાર કરાવી હતી તેને પ્રમાણભૂત જાહેર કરી અને તેની નકલો સર્વે પ્રાંતોમાં મોકલાવી અને બીજા પ્રકારની નકલો પ્રચારમાં આવી હતી તે પોતા પાસે મંગાવી લીધી અને તેને બાળી દીધી;

* 'ધી વિઝડમ ઓફ ધી કુરાન', લે૦ મહંમદ મુહતર પાશા, પ્રસ્તાવના, પૃ. ૪૫

જેથી એક જ આવૃત્તિ સાચી લેખાય, તથા તેમાં હેરફેરને અવકાશ ન રહે. કુરાનની તે જ સંકલના આજે પ્રચલિત છે.

આટલુ કરવા છતાંયે આજે સાડાતેરસો વરસ પછી સાત જાતના કુરાન ઉપલબ્ધ છે. આ બધામાં ફરક એ છે કે કોઈકમાં એક આયતની બે આયતો કરવામાં આવી છે; આયતોની કુલ'સંખ્યામાં તફાવત છે. એક કુરાનમાં ૬૦૦૦, બેમાં ૬૨૧૪, એકમાં ૬૨૧૯ એકમાં ૬૨૩૬, એકમાં ૬૨૨૬ તથા એકમાં ૬૨૨૫ આયતો છે. પરંતુ લખાણ સૌનું એક જ છે તથા શબ્દોની સંખ્યા પણ તેટલી જ છે.

આ બધું હોવા છતાંયે એક અડચણ એ આવે છે કે જે ક્રમમાં કુરાનના ભાગો મહંમદ સાહેબ મારફત મળતા રહ્યા તે ક્રમ જળવાયો નથી. સૂરાઓ તેમ જ આયતો આઘાંપાછાં થઈ ગયાં છે. કઈ આયત કયા સંજોગોમાં ક્યારે મળી તે જાણવું મુશ્કેલ થઈ પડે છે. મોટા ભાગની આયતોના સમય સંજોગ સાંધી શકાયા છે પણ ઘણી આયતો અંગે વિદ્વાનોમાં મતભેદ છે. તેથી આજના ક્રમમાં કુરાન વાંચવામાં સામાન્ય પાઠકને અગવડ નડે છે. જેઓ અરબી ભાષા જાણે છે તથા તેનું આસ્વાદન કરી શકે છે અથવા તો જેઓ શ્રદ્ધાપૂર્વક વગર સમજ્યે વિચાર્યે વાંચી જાય છે. તેમની વાત જુદી છે. પણ બીજાઓ કે જેઓ કુરાનને ગ્રહણ કરવા ચાહે છે તેમને માટે અસલ કુરાનથી કે તેના ક્રમબદ્ધ તરજુમાથી વિશેષ લાભ થતો નથી. જુદા જુદા વિષયો ઉપરની જુદી જુદી આયતોની પસંદગી તેમને કુરાનના અભ્યાસમાં વધારે સહાયક બની શકે છે

## કુરાનની ભાષા

અરબી ભાષાના દેશી તથા વિદેશી વિદ્વાનોનો મત છે કે કુરાનની ભાષા વિશુદ્ધ, સુંદર તથા રસિક છે, તે કવિતામય ગદ્ય છે. કુરાનનો સરસ તરજુમો કરવાવાળા અંગ્રેજ જે. એમ. રોડવેલ લેખાયા છે, એમનો અભિપ્રાય છે

> "કુરાનની શૈલી આશ્ચર્યજનક રીતે સુંદર તથા નવીના કેવાદ જેવી છે. એક એક આયતમાં ઘણી વાતો થોડા શબ્દોમાં કહી દેવાઈ છે. ક્યાંક ક્યાંક તો અર્થ સ્પષ્ટ થતો નથી. વચ્ચે વચ્ચે સુંદરતા વધારવા માટે પૌરસ્ત્ય ઉપમાઓએ તથા આકર્ષક ને તેજસ્વી વાક્યોએ રચનાને વધારે પ્રાણવાળી બનાવી છે. ઘણા સ્થળોએ ખાસ કરીને જ્યાં અલ્લાહનું કે તેમના ગુણોનું વર્ણન કરવામાં આવ્યું છે ત્યાં ભાષા ખૂબ જ ઊંચી તથા ઓજસ્વી બની છે."*

કુરાનનો પાઠ કરવાની પદ્ધતિઓ જુદા જુદા મુસલમાન પંડિતોએ જુદી જુદી પાડી છે જે રીતે હિંદુ વિદ્વાનોએ વેદપાઠ કરવાની.

### મહમદ સાહેબ પહેલાના આરબો

વિષયવાર આયતોનું સંકલન આગળ ઉપર કરવામાં આવ્યું છે. આશા છે કે આ પદ્ધતિ કુરાનના અભ્યાસીઓ માટે વધારે સુગમ લેખાશે. આ બાબતો ઉપરાંત કેટલીક એવી આયતો છે કે જેમાં અગાઉની કોમોનો ઉલ્લેખ છે. આ જાતિઓએ જુદા જુદા કાળમાં ધર્મને તથા સન્માર્ગને ભૂલીને ક્યાં ક્યાં ભ્રમણ કર્યું તેમાં લોકોને શાં શાં ગાઢ

* પ્રીલિમિનરી ડિસ્કોર્સ, વૉ. ૧ પૃ. ૪૪

પરિણામો વેઠવાં પડયાં તે વાતોનો ઉલ્લેખ આવી કેટલીક આયતોમાં છે. કેટલીક આયતો એવી છે કે જે ખાસ પ્રસંગે ખાસ માણસો માટે આદેશરૂપ હતી. કુરાન સમજવાનો પ્રયત્ન કરનારે તે વેળા આરબોની દશા કેવી હતી તેનું આછુ દર્શન કરી લેવું જરૂરી છે.

મહંમદ સાહેબના જન્મકાળમાં આરબો નાનામોટા હજારો કબીલાઓ (વાડાઓ)માં વહેંચાયેલા હતા. આ કબીલાઓમાં છાશવારે લડાઈઓ થતી. દરેક કબીલો પોતાને સ્વતંત્ર માનતો હતો. દરેક કબીલાનો એક ઇષ્ટદેવ હતો. કોઈનો દેવ પથ્થરનો, કોઈનો લાકડાનો, તો કોઈનો ગૂંદેલા આટાનો બનાવેલો હતો.

કોઈ દેવ નર કે નારી રૂપે હતો; ત્યારે કોઈક દેવની આકૃતિ જાનવરની કે ઝાડની રહેતી અથવા કોઈની સિકલ ન પરખાય એવી હતી. કેટલાક અનેક દેવદેવીઓને પૂજનારા હતા. મોટા ભાગના આરબોમાં 'એક અલ્લાહની કે એક ધર્મની' ભાવના ન હતી. દુશ્મનાવટ ધરાવતા હજારો કબીલાઓનું સંગઠન કરાવી શકાય એવી શક્તિ કોઈનામાં ન હતી. આને પરિણામે દેશના મોટા ભાગ ઉપર જુદી જુદી પ્રજાઓએ પોતાની સત્તા જમાવી રાખી હતી. ઉત્તરમાં રોમના ખ્રિસ્તી શહેનશાહનું, પૂર્વમાં ઇરાનના ખુસરોનું તથા દક્ષિણમાં તથા પશ્ચિમમાં ઇથિયોપિયાના ખ્રિસ્તી બાદશાહનું રાજ્ય હતું. આ પ્રમાણે અરબસ્તાનનો અરધા કરતાં વધારે ભાગ બીજાઓના હાથમાં હતો.

દુરાચારની હદ ન હતી; મદિરાપાનથી ઘણાખરા આરબો મરણ પામતા હતા; દારૂ સાથે જુગાર પ્રચલિત હતો. જુગારમાં સ્થાવર તથા જંગમ મિલકત હારી જવા ઉપરાંત પોતાના દેહના સોદા થતા હતા; અને આવી બાજી હારી જતાં ગુલામી સ્વીકારવી પડતી હતી.

ગુલામોને જાનવર પેઠે રાખવામાં આવતા હતા; એટલે કે તેમની લેવડદેવડ બજારભાવે થતી હતી. આ વેપાર એટલી હદે થતો હતો કે ધાવણુ ધાવતાં બાળકોને માથી અળગાં કરવામાં આવતાં હતાં. મા કોઈકને ત્યાં વેચાઈ હોય તો ધાવણુ ધાવતો દીકરો કોઈકને ત્યાં. ગુલામને મારી નાખવા માટે સજા થતી નહીં. ગુલામ સ્ત્રીઓ સાથે દુર્વ્યવહાર કરવામાં પાપ મનાતું ન હતું; અને ક્યારેક ક્યારેક આવી સ્ત્રીઓ પાસે વેશ્યાનો ધંધો કરાવી તેનો શેઠ કમાણી કરતો હતો.

આરબો પોતાના દુરાચારોનાં વખાણ કરવામાં ગર્વ લેતા હતા.

સ્ત્રીઓ પ્રત્યેનું આરબોનું વર્તન નિંદ્ય જ હતું. સ્ત્રીઓને એકે અધિકાર પ્રાપ્ત ન હતો. પુરુષ ફાવે તેટલાં લગ્નો કરી શકતો અને ફાવે ત્યારે છૂટાછેડા કરી શકતો હતો. અનેક પતિઓનો રિવાજ પણ હતો. અઠવાડિયાના દિવસો અમુક અમુક પતિ માટે મુકરર થયેલા રહેતા. બાપના મરણ પછી એની પત્નીઓ વડા દીકરાની પત્નીઓ મનાતી, જે માની કૂખે વડા દીકરાનો જન્મ થયો હોય, અથવા તો તે સ્ત્રી કે જેનાં ધાવણુ તે ધાવ્યો હોય તેનો

અપવાદ હતો. આ સિવાયના બીજા સગાઈ સંબંધો બંધનકારક મનાતા ન હતા.

કોઈને પોતાનો જમાઈ બનાવવો એ આરબોને માટે કારી ઘા મનાતો. ક્યારેક ક્યારેક તો છોકરીને જન્મતાં જ અથવા પાંચ-છ વર્ષની થતાં જીવતી દાટી દેવામાં આવતી.

જેઓ વેપાર કરતા હતા તેઓમાં વ્યાજ લેવાનો રિવાજ હતો.

બહાદુરી, પરોણાગત, ટેક વગેરે કેટલાક સદ્ગુણો પણ આરબોમાં હતા; પણ અવગુણોનું પ્રમાણ વધારે હતું તેથી તેમની સ્થિતિ ડામાડોળ હતી.

આવા દેશમાં અને લોકોમાં હજરત મહંમદ સાહેબ તથા કુરાને જન્મ લીધો. કુરાનને સમજવા માટે તે સમયની પરિસ્થિતિ ધ્યાનમાં રાખવી જરૂરી છે.

### કુરાનનો પ્રભાવ

કુરાનના ઉપદેશોએ મદિરાપાન, જુગાર, વ્યાજખોરી છોકરીઓની હત્યા જેવા આરબોના અનીતિમય રિવાજો તથા દુર્ગુણોને સમૂળ દૂર કર્યાં; હજારો દેવદેવતાઓને પૂજવાવાળાઓને એક નિરાકાર ઈશ્વર તરફ વાળ્યા; શત્રુતા રાખનાર હજારો કબીલાઓમાં એક પ્રજાની ભાવના પેદા કરી; આરબોના જીવનવ્યવહારમાં શુદ્ધતા આણી તથા તેમનામાં જ્ઞાનનો શોખ જગાડ્યો તથા અરબસ્તાનના જે જે ભાગો પરાધીન હતા તેને તેને સ્વતંત્ર કર્યાં તથા આરબોનું પોતાનું રાજ્ય સર્વત્ર અરબસ્તાનમાં કાયમ કરાવ્યું. આ સર્વ કામો તેવીસ વર્ષમાં પૂરાં થયાં.

મહંમદ સાહેબે લીલા સંકેલી ત્યાર પછીનાં સો વર્ષોની અંદર અંદર આ નવો ધર્મ ચીનની સરહદથી આટલાંટિક મહાસાગર સુધી એશિયા, આફ્રિકા તથા યુરોપ આ ત્રણે ખંડોમાં પ્રસરી ગયો. આ આખાયે પશ્ચિમ એશિયામાં, ઉત્તર આફ્રિકામાં તથા અરધા યુરોપમાં આરબોની સત્તા સ્થપાઈ ગઈ; તથા જુદા જુદા હુન્નરઉદ્યોગોમાં તથા વિજ્ઞાનોમાં પાશ્ચાત્ય દુનિયામાં અરબસ્તાન મોખરે મનાવા લાગ્યુ.

આજે દુનિયાના ત્રીસ કરોડથી વધારે માનવીઓ કુરાનને માનવાવાળા છે તથા દુનિયાનો કોઈ ભાગ એવો નથી કે જ્યાં આ પુનિત પુસ્તકથી જીવન પવિત્ર કરનાર કોઈ ન હોય.

કુરાનના પ્રભાવનું તથા તેના નિર્ણયોનું વર્ણન કરતાં એક યુરોપિયન વિદ્વાન લખે છે :

> "જો કોઈ પણ પુસ્તકનુ મૂલ્ય તેનાં એકંદર પરિણામોથી તથા મનુષ્ય જીવન ઉપર તેનો શો પ્રભાવ પડ્યો તેનાથી આંકવુ હોય તો દુનિયાના મહાન ગ્રંથોમા કુરાનનું સ્થાન છે."*

યુરોપના એક માસિક પત્રે પાશ્ચાત્ય વિદ્યાપીઠોના પ્રાધ્યાપકોને તથા પંડિતોને કેટલાંક વર્ષો પહેલાં પ્રાર્થના કરી હતી કે, તેઓ દુનિયાના સો મહાન ગ્રંથોની યાદી તંત્રીને મોકલાવે. સેંકડો ઉત્તરો આવ્યા; અને તે પરથી જાણવા મળ્યુ કે હજરત ઈશુ પહેલાંના હજાર વર્ષ જૂના 'ઈલિયડ'ને પ્રથમ સ્થાન મળ્યુ; અને બીજું સ્થાન 'કુરાન'ને લાધ્યુ. આ અભિપ્રાય આપનારાઓએ 'કુરાન'ને અસલ રૂપે એટલે કે અરબી ભાષામાં વાંચ્યુ ન હતું.

* 'ઇસ્લામ', લે૦ મેજર આર્થર ગ્લીન લીઓનાર્ડ, પૃ. ૧૦૫-૧૦૬

# કુરાન અને તેનો ઉપદેશ

## અલ-ફાતેહા

કુરાનની પહેલી સૂરા (અધ્યાય)નું નામ છે અલ-ફાતેહા. આ સૂરાને 'કુરાનલ અઝીમ' (૧૫-૮૭) એટલે કે 'મોટું કુરાન' પણ કહેવાય છે. જે રીતે આખા ગ્રંથને 'કુરાન'નું નામ અપાય છે તેવી જ રીતે દરેક સૂરાને પણ 'કુરાન' કહેવાય છે. ખુદ મહંમદ સાહેબ આ સૂરાને 'ઉમ્મુલ કુરાન' (કુરાનની મા) કહેતા હતા.* આ સૂરા કુરાનના સારરૂપે મનાય છે; અને દરેક મુસલમાન પોતાની પ્રાર્થનાઓમાં આ સૂરા વારંવાર ઉચ્ચારે છે.

'અલ-ફાતેહા'નો અર્થ 'ઊઘડવું' અથવા 'શરૂ' થવું એમ છે.

"અલ્લાહ! તારા નામથી આરંભું છું. તું દયાસાગર તથા કૃપાળુ છે.

"અલ્લાહ! તારી સ્તુતિ કરું છું. તું સઘળાનો પાલનહાર છે.

"તું દયાવંત તથા કૃપાળુ છે.

"તું તે દિવસનો સ્વામી છે કે જ્યારે સૌને પોતપોતાનાં ફળ ભોગવવાં પડશે.

"હે અલ્લાહ! અમે તારી જ પ્રાર્થના કરીએ છીએ ને તારું જ શરણું શોધીએ છીએ.

---

* બુખારી

"તું અમને સન્માર્ગે લઈ જા.*

"તે રસ્તો કે જે તારાં કૃપાપાત્રોનો છે;

"તે રસ્તો નહીં કે જેમનાથી તું નારાજ છે અને જેઓ ભૂલ્યાં ભટકે છે" (૧–૧ થી ૭).

### ઇસ્લામના મૂળભૂત સિદ્ધાંતો

"કહી દો કે અલ્લા એક છે, અન્ય સૌ એના આધારે ટકે છે; તે નથી જન્મ ધારણ કરતો કે નથી કોઈને જન્માવતો; તે અજોડ છે" (૧૧૨–૧ થી ૪).

"આ ગ્રંથ (કુરાન) તે નિઃસંદેહ તે લોકો માટે છે કે જેઓ બૂરાઈથી બચવા માગે છે; આ ભોમિયારૂપ છે.

"જેઓ પરલોકમાં માને છે, જેઓ પ્રભુની પ્રાર્થના કરતા રહે છે અને ઈશ્વરે આપેલમાંથી માગનારાઓને દાન દેતા રહે છે;

"અને જેઓ તે જ્ઞાન અને ઉપદેશ ઉપર શ્રદ્ધા રાખે છે કે જે ઈશ્વરે તમને બક્ષેલ છે અને જેઓ મહંમદ સાહેબ પહેલાં અલ્લાહે બીજા અવતારી પુરુષોને બક્ષેલ હતું તેના ઉપર પણ શ્રદ્ધા રાખે છે ને જેઓ મરણ પછીના જીવનમાં વિશ્વાસ રાખે છે;

"આવા લોકો જ પોતાના પાલનહારની ભણી સન્માર્ગે જઈ રહ્યા છે અને આવા લોકો જ કલ્યાણને પામશે" (૨–૨ થી ૫).

### ઈશ્વર અને તેનો મહિમા

"શું તમે નથી જોતા કે આકાશમાં તથા પૃથ્વી પર રહેનારાં ચકલી ચકલા જેવાં પણ ઈશ્વરનો મહિમા ગાય છે?

* अग्ने नय सुपथा – ऋग्वेद

પ્રભુ સૌની અર્ચના-પ્રાર્થના ને સ્તુતિ સાંભળે છે ને તેઓ જે કાંઈ કરે છે તે તે જાણે છે.

"અલ્લાહ જ આકાશોનો તથા ધરતીનો સ્વામી છે અને છેવટે સૌએ ઈશ્વરમાં જ લીન થવાનું છે.

"શું તમે નથી જાણતા કે ઈશ્વર વાદળોને ખેંચી લઈ જાય છે, તેને ભેગાં કરે છે અને તેમાંથી મેહ વરસાવે છે! તે પર્વત જેવાં મોટાં વાદળાંઓ મોકલે છે ને તેમાંથી કરા વરસાવે છે. એની ઇચ્છાનુસાર એ કરાના વરસાદથી કોઈકને નુકસાન પહોંચે છે તથા કોઈક બચી જાય છે. એણે મોકલેલ વીજળીનો ચમકાર આંખોને આંજી દે છે.

"અલ્લાહ જ રાતમાંથી દહાડો ને દિવસમાંથી રાત કરે છે. જેઓ આ સઘળું જોઈ સમજી શકે છે તેમને આમાંથી જ્ઞાન મળી જાય છે.

"અલ્લાહે પાણીમાંથી પ્રાણીઓ પેદા કર્યાં; આ પ્રાણીઓમાંનાં કોઈક પેટે ચાલે છે, કોઈક બે પગ પર ને કોઈક ચાર પગો પર ચાલે છે. ઈશ્વર જે ચાહે તે બનાવે છે. તે સર્વશક્તિમાન છે" (૨૪-૪૧ થી ૪૫).

તેણે આકાશ ને જમીન બનાવ્યાં છે; . . . તેણે સર્વ ચીજો સરજાવી છે; તે સૌને ઓળખે છે.

"તે અલ્લાહ જ સૌનો પાલનહાર છે; તેના સિવાય બીજો કોઈ અલ્લાહ નથી.* તે સર્વ સૃષ્ટિનો સરજનહાર છે, તેથી તેનું જ પૂજન કરો, સૌ એને વશ છે.

"(આપણી) આંખો એને દેખી શકતી નથી પણ તે સૌ આંખોને જુએ છે. તે સૂક્ષ્મમાં સૂક્ષ્મ વસ્તુને જાણે છે; તે સર્વજ્ઞ છે" (૬-૧૦૨ થી ૧૦૪).

---

* એકમેવાદ્વિતીયમ્ — તે એક જ છે, બીજો નહીં — ઉપનિષદ

"તે જ અલ્લાહ છે, તેના વિના બીજો કોઈ ઈશ્વર નથી; તે અનાદિ, અનન્ત તથા સ્વયંભૂ છે, તે સર્વવ્યાપી છે તથા સદા જાગ્રત છે; આકાશ ને જમીન ઉપર જે કાંઈ છે તે સર્વ તેનું છે. જ્યાં સુધી એનો આદેશ ન થાય ત્યાં સુધી કોઈ એના કામમાં માથું ન મારી શકે; તે અમારી ભૂતકાળની તથા ભવિષ્યની વાતો જાણનારો છે (તે ત્રિકાળજ્ઞાની છે). અમે તેના જ્ઞાનભંડારમાંથી એની ઇચ્છા પ્રમાણેનું જ પામી શકીએ છીએ; આકાશ ને જમીન એનાં કાર્યક્ષેત્રો છે. તે આ સૌનું રક્ષણ કરે છે, તેને કદી થાક લાગતો નથી, તે સૌથી ઊંચો ને મોટો છે" (૨–૨૫૫).

"જ્યારે મારા ભક્તો મારે વિષે તમને પૂછે તો કહી દેજો કે ખરેખર તે તેમની સમીપમાં છે; જ્યારે કોઈ મારી પ્રાર્થના કરે છે ત્યારે હું તેનો ઉત્તર આપી દઉં છું તેથી મનુષ્યોએ અલ્લાહ ઉપર વિશ્વાસ રાખવો જોઈએ; ઈશ્વરનો આદેશ માનવો જોઈએ જેથી સન્માર્ગે જઈ શકાય" (૨–૧૮૬).

"સાચે જ અલ્લાહે મનુષ્યો પેદા કર્યાં છે. માનવીના હૃદયમાં જે સ્ફુરે છે તે ઈશ્વર જાણે છે તથા મનુષ્યની નસો કરતાં પણ ઈશ્વર મનુષ્યની વધારે નિકટ છે" (૫૦–૧૬).

"મનુષ્યોને જે દુઃખો નડે છે તે તેમની પોતાની કરણીનાં ફળ છે; છતાંય ઈશ્વર તો ઘણા દોષો માફ કરી દે છે." (૪૨–૩૦).

"કહી દો હે ઈશ્વરભક્તો! જેમણે પોતાના આત્માને છળ્યો છે, તેમણે નિરાશ ન થવું; સાચે જ ઈશ્વર સર્વ ગુનાઓ માફ કરી દે છે. ઈશ્વર ક્ષમા આપનાર દયાળુ છે" (૩૯–૫૩).

"ઈશ્વર સૌ દયાવંતોનો દયાવંત છે" (૧૨–૯૨).

"જેઓ અણુસમજ્યે ભૂલથી બૂરાં કર્મો કરે છે ને તેનો પશ્ચાત્તાપ કરે છે તથા પોતાને સુધારે છે તેને ઈશ્વર ક્ષમા આપે છે અને તેમના ઉપર દયા દાખવે છે" (૧૬–૧૧૯).

"જે પાપ કરે છે અથવા તો પોતાના આત્માને છેતરે છે પરંતુ પાછળથી પરમાત્માની ક્ષમા માગે છે તે ક્ષમા-યોગ્ય તથા દયાપાત્ર લેખાય છે.

"જે પાપ કરે છે, પોતાના આત્માની વિરુદ્ધ વર્તે છે, ઈશ્વર આ સર્વ જાણે છે.

"જે કોઈ પોતે દુષ્કર્મો કરે છે ને ગુનેગાર બને છે, પરંતુ પોતાનો દોષ બીજા ઉપર ઓઢાડે છે, તે પોતા ઉપર ભારે તહોમત વહોરી લે છે, તે મહાપાપી બને છે" (૪–૧૧૦ થી ૧૧૨).

"પાપ કર્યાં પછી જે પસ્તાય છે તથા પોતાને સુધારે છે તેના ઉપર ઈશ્વર દયા વરસાવે છે; કારણ કે ઈશ્વર માફી બક્ષનાર તથા દયાળુ છે" (૫–૩૯).

"આ નિઃસંદેહ વાત છે કે જે પોતાનાં પૂર્વ કાળનાં દુષ્કર્મોનું પ્રાયશ્ચિત્ત કરે છે, હવે પછી સીધે રસ્તે ચાલવા લાગે છે તથા સત્કર્મો કરે છે તેને ઈશ્વર ક્ષમા આપે છે" (૨૦–૮૨).

"જનસાધારણ એમ કહે છે કે મનુષ્યની સાથે ભલાઈ કરતાં પહેલાં તેને તેનાં પાપોનો બદલો મળવો જોઈએ અને એમાં શક નથી કે પાપીઓને પોતાનાં પાપોની સજા ભોગવવી પડે છે જેથી બીજાઓ ચેતતા રહે; પણ એક વાત ધ્યાનમાં રાખવી જોઈએ કે તમારો અલ્લાહ ઇન્સાનોને માફી બક્ષનાર ઈશ્વર છે. જેઓ દોષ કરીને પોતાના આત્માની વિડંબના કરે છે તેને પણ ઈશ્વર માફી આપે છે અને આ વાત પણ સાચી છે કે ઈશ્વર બદલો લેવામાં પણ શૂરોપૂરો છે (૧૩–૬)."

"ઈશ્વર ક્ષમાવાન તથા માયાળુ છે" (૮૫-૧૫)

"ઈશ્વર સત્ય રૂપ છે" (૨૨-૬૨)

"ઈશ્વર આકાશ તથા પૃથ્વીનો પ્રકાશ છે જાણે કે એક થાંભના ઉપર દીવો બળી રહ્યો છે, દીવો કાચમા છે, આ કાચ ઝગમગતા એક તેજસ્વી તારા રૂપે છે, તે જેતુન (ઑલિવ) ના તેનથી બળી રહ્યો છે, આ નથી પૂર્વનો કે નથી પશ્ચિમનો, જેનુ તેન વગર આપે પ્રકાશ આપે છે ઈશ્વર જ્યોતિઓનો જ્યોતિ છે[1] ઈશ્વર ધારે તેને પ્રકાશની તરફ લઈ જાય છે, ઈશ્વર મનુષ્યોને દષ્ટાંતો દ્વારા ઉપદેશે છે, ઈશ્વર સર્વજ્ઞ છે" (૨૪-૩૫)

"જ્યા તમે મો ફેરવો ત્યા અલ્લાહનુ મુખ છે"[2] (૨-૧૧૫)

"પૃથ્વીનાં સર્વ વૃક્ષોની લેખિની બનાવી લેવામા આવે, સાત સમુદ્રો મળીને શાહી બને, અને જો લખવામા આવે તો પણ ઈશ્વરની વાતો પૂરી થઈ શકતી નથી[3] ઈશ્વર સૌથી મોટો ને સર્વજ્ઞ છે" (૩૧-૨૭)

"નમ્રતાપૂર્વક ડર રાખીને ધીમા સ્વરે સવારે ને સાજે પોતામા રહેન ઈશ્વરને યાદ કરો અસાવધ થશો નહીં" (૭-૨૦૫)

"દિવસના બન્ને અધિકાળે (સવારે તથા સાજે) અને રાત્રિના આરંભના કનાકોમા ઈશ્વરની પ્રાર્થના કરો સત્કર્મોથી દુષ્કર્મોનુ છેદન થાય છે જે આનો વિચાર કરે છે તેને યાદ દેવડાવવા માટે છે

---

૧ ज्योतिषामपितज्ज्योति –તે પ્રકાશનો પ્રકાશ છે –ગીતા

૨ विश्वतोमुखम्–એનુ મોઢુ ચોમેર છે –ગીતા

૩ સરખાવો મહિમ્નસ્તોત્રમાનો શ્લોક "सुरतरवरशाखा लेखिनी

—અનુવાદક

"ધીરજ રાખો કારણ કે જેઓ બીજાની સાથે ભલાઈ કરે છે તેની ભલાઈના ફળ ઈશ્વર કદીયે એળે જવા દેતો નથી" (૧૧-૧૧૪,૧૧૫)

### સૌ મનુષ્યો એક કોમ છે

"સૌ મનુષ્યો એક જ 'વાહિદ ઉમ્મત'[1] એટલે કે એક કોમના છે" (૨-૨૧૩)

"અને મનુષ્યો આ સિવાય બીજુ કાંઈ નથી, સૌ એક કોમના છે" (૧૦-૧૯)

"સાચે જ તમે સૌ મનુષ્યો એક કોમના છો અને એક જ ઈશ્વર સૌનો પાલક છે તેથી સૌ એની જ પ્રાર્થના કરો લોકોએ અલગ અલગ થઈને પોતાના વાડાઓ બનાવ્યા છે પણ સૌને એક જ પ્રભુ પાસે જવુ છે" (૨૧-૯૨,૯૩)

"પૃથ્વી પર ચાલનારા જાનવરો તથા આકાશમા ઊડનારા પક્ષીઓ સૌ મનુષ્યની માફક એક એક કોમના છે અમે આ ગ્રથમા કોઈને ભૂલ્યા નથી, છેવટે સૌએ એક ઈશ્વર પાસે જવુ છે" (૬-૩૮)

### સૌ ધર્મો એક છે

"મુસલમાન, યહૂદી, ઈસાઈ કે સાબી[2] ભલે ગમે તે હોય, જેઓ ઈશ્વરને માને છે, કર્મફલના સિદ્ધાતમા વિશ્વાસ રાખે છે, તથા ભલા કર્મો કરે છે તે સૌને પોતાના પાલક તરફથી સારા ફળો મળશે એ નિ સદેહ છે, એમને કોઈ વાતનો ભય કે શોક નથી" (૨-૬૨, ૫-૬૯)

---

[1] અરબી 'ઉમ્મત' શબ્દનો અર્થ કોમ તથા ધર્મ બન્ને થાય છે. અહીં તે બન્ને અર્થમા વપરાયો છે

[2] એ કાળનો એક ધર્મ જેને માનનારા ઈશ્વરમા માનવાવાળા હતા જેઓ ઈશ્વરના પ્રતીક સૂર્ય ને ચદ્રને પૂજતા હતા

"યહૂદીઓ કહે છે કે યહૂદીઓ સિવાય બીજા કોઈ સ્વર્ગમાં જઈ શકતા નથી, ઈસાઈઓ પણ તેમ જ કહે છે, પણ આ સર્વ મત-યો ખોટા છે આ લોકોને કહો કે જો તમે સાચા છો તો તમે તમારા ધર્મપુસ્તકો વડે સાબિત કરો

"ના, જે કોઈ પોતાને ઈશ્વરાધીન માને છે અને જે બીજાની સાથે ભલાઈ કરે છે, તેને ઈશ્વર સારું ફળ આપશે જ તેને ન કોઈ વાતનો ભય છે કે શોક" (૨-૧૧૧, ૧૧૨)

"અને આ પણ નિર્વિવાદ વાત છે કે તમારા (મહમદ સાહેબ) પહેલા પણ અમે આ પૃથ્વી પર પયગબરો પાઠવ્યા છે જુદા યુગ માટેના જુદા ધર્મગ્રંથો છે ઈશ્વર ધારે તેને રદ કરે છે ને ધારે તેને ચાલવા દે છે અને આ સર્વ ધર્મપુસ્તકોની અસલી મા—'ઉમ્મુલ કિતાબ'—તો ઈશ્વરની જ પાસે છે" (૧૩-૩૮, ૩૯)

"દરેક યુગપુરુષ (પયગબર) જે સદેશ આપે છે તેની એક કાળમર્યાદા છે, જેની જાણ તમને થઈ જશે" (૬-૬૭)

"હે મનુષ્યો! જો તમારામા કોઈ યુગપુરુષ આવે અને પ્રભુનો સદેશ સભળાવે તો તમે સુરક્ષિત છો જે દુષ્કર્મોથી બચશે અને સત્કર્મો કરશે તેને કોઈ પણ વાતનો ભય કે શોક નથી" (૭-૩૫)

"દરેક કોમમા યુગપુરુષો જન્મ્યા છે" (૧૦-૪૭)

"દરેક ગામમાં ધર્મમાર્ગ બતાવનાર જન્મ્યા છે" (૧૩-૭)

"હે મહમદ! સાચે જ ઈશ્વરે તમને સત્યનુ ભાથુ બાધી મોકલ્યા છે જેથી તમે મનુષ્યોને તેમના ભલા કામો માટે શુભ સદેશ સુણાવો ને બૂરા કામ કરનારને ચેતવણી આપો કોઈ પણ એવી કોમ નથી કે જેમા દુષ્કર્મો કરનારને ચેતવણી આપનાર ન અવતર્યા હોય" (૩૫-૨૪)

"અને સાચેસાચ અમે તમારા પહેલાંની સર્વ કોમોમાં યુગપુરુષો પાઠવ્યા છે" (૧૫–૧૦).

"અને ખરેખર અમે દરેક કોમમાં યુગપુરુષો મોકલ્યા છે કે જેથી તેઓ લોકોને ઉપદેશ આપે કે ઈશ્વરને ભજો તથા દૈત્યથી (બૂરાઈથી) બચતા રહો" (૧૩–૩૬).

"એ નિર્વિવાદ છે કે તમારા પહેલાં ઈશ્વરે સર્વ કોમોમાં યુગપુરુષ પ્રકટાવ્યા છે" (૧૬–૬૩).

"અને જે કોમમાં પયગંબર મોકલવામાં આવ્યા તેમને તે જાતિની ભાષામાં સંદેશ આપી મોકલવામાં આવ્યા હતા જેથી લોકોને તેઓ સ્પષ્ટ રીતે સમજાવી શકે" (૧૪–૪).

"કહી દો કે અમે ઈશ્વરને માનીએ છીએ; અને જે જ્ઞાન ઈશ્વરે અમને આપ્યું છે તેને (કુરાનને) માનીએ છીએ. વળી તે સર્વ જ્ઞાન કે ધર્મગ્રંથો ઈશ્વરે ઇબ્રાહીમ, ઇસ્માઈલ, ઇસહાક, યાકૂબ, મૂસા, ઈસા, વગેરે યુગપુરુષો તથા તેમની કોમોની મારફત મળ્યો છે તેમાં વિશ્વાસ રાખીએ છીએ. આ સર્વ પયગંબરોમાં અમે કશો તફાવત જોતા નથી અને અમે અમારી જાત ઈશ્વરને અર્પિત કરી દીધી છે" (૨–૧૩૬).

"રસૂલ (મહંમદ સાહેબ) તે જ્ઞાનને માને છે કે જે અલ્લાહે આપેલ છે. જેઓ રસૂલમાં વિશ્વાસ રાખે છે તેઓ તે જ્ઞાનને સ્વીકારે છે. તે સૌ એક ઈશ્વરને માને છે, તેના ફિરસ્તાઓને (તેની જુદી જુદી શક્તિઓને) માને છે, સૌ ઈશ્વરી ગ્રંથોને માન્ય રાખે છે અને ઈશ્વરે પાઠવેલ સર્વ પયગંબરોને પણ માને છે. આ સર્વ પયગંબરોમાં અમે કોઈની સાથે કોઈ પણ પ્રકારનો ભેદ નથી રાખતા . . . હે પ્રભો!

"હે મહમદ! તમને ઈશ્વરે પૂર્ણ જ્ઞાનમાંથી જે કાંઈ આપ્યું છે તેનું મનન કરો અને પ્રાર્થના કરતા રહો. ખરેખર પ્રાર્થના માણસોને દુષ્ટતાથી દૂર રાખે છે, ઈશ્વરનું સ્મરણ કરવું એ સારી વસ્તુ છે, જે કાંઈ તમે કરો છો તેની જાણ પ્રભુને છે.

"અને જેની પાસે બીજા ધર્મગ્રંથો છે તેમની સાથે વાદવિવાદ ન કરો. જો ચર્ચા કરો તો મીઠાશથી કરો, એ લોકોને ત્યજી દો જેઓ જુલમ કરે છે, તેમને કહો કે અમે એ ધર્મગ્રંથને માનીએ છીએ જે અમને આપવામાં આવ્યો છે તથા બીજા ધર્મગ્રંથોમાં પણ વિશ્વાસ રાખીએ છીએ કે જે તમારી પાસે છે, આપણો બન્નેનો ઈશ્વર એક જ છે અને તેના જ અમે 'મુસલિમ'* છીએ એટલે કે તેની ઇચ્છાને અનુસરીએ છીએ" (૨૯–૪૫, ૪૬)

દુનિયાભરના આગલા પાછલા સર્વ પયગંબરોને દૃષ્ટિ સમક્ષ રાખીને અલ્લાહે કહ્યું છે.

---

* 'મુસલિમ' અને 'ઇસલામ' આ બન્ને શબ્દો જુદી જુદી રીતે વારંવાર કુરાનમાં વપરાયા છે 'ઇસલામ' શબ્દ 'સલમ'માંથી નીકળ્યો છે જેનો અર્થ છે 'ગરદન ઝુકાવવી' (માથું નમાવવું) એટલે કે પોતાને બીજાની મરજી ઉપર છોડવો. 'ઇસલામ'નો અર્થ છે — પોતાને સર્વસ્વ રીતે ઈશ્વરની ઇચ્છા ઉપર છોડવો. 'મુસલમાન' કે—'મુસલિમ'નો અર્થ છે—જેણે પોતાની જાતને ઈશ્વરની ઇચ્છા ઉપર છોડી દીધી હોય. આ અર્થોમાં 'ઇસલામ' તથા 'મુસલિમ' શબ્દો કુરાનમાં અવારનવાર વપરાયા છે (૩–૧૯ વગેરે) આ અર્થમાં જ મહંમદ સાહેબ પહેલાના સર્વ પયગંબરોના ધર્મોને 'ઇસલામ' તથા તેના અનુયાયીઓને કુરાનમાં 'મુસલિમ' યા 'મુસલમાન' એમ કહેવામાં આવ્યા છે (૨૨–૭૮ વગેરે)

કોઈક 'ઇસલામ'ને 'સલામ' સાથે જોડે છે. 'સલામ'નો અર્થ 'શાંતિ' થાય છે. કુરાનમાં એક જ જગ્યાએ આ અર્થમાં એ શબ્દ વપરાયો છે (૧૦–૨૫) પરંતુ ઇસલામ ધર્મનો અર્થ કુરાનના ઉપદેશ પ્રમાણે ઈશ્વરાર્પણ કરવું એ છે.

"હે રસૂલો! પવિત્ર ખોરાક ખાઓ, ભલાં કામ કરો, જે તમે કરો છો તે પ્રભુની જાણ બહાર નથી.

"તમારા આ અલગ અલગ ધર્મો તથા કોમો એક જ ધર્મ તથા કોમ છે અને તમારો સૌનો પ્રભુ એક જ છે તેથી એક પરમાત્માનું ધ્યાન ધરો.

"પરન્તુ લોકોએ પોતાના ધર્મના ભાગલા કરી નાખ્યા અને દરેક સંપ્રદાય પોતાની પાસે છે તેમાં જ મસ્ત રહે છે.

"આ સર્વ અજ્ઞાન છે . . . " (૨૩–૫૧ થી ૫૪).

"જેઓ અલ્લાહ અને તેના પયગંબરોને નથી માનતા, અને જેઓ અલ્લાહ અને તેના પયગંબરોમાં ભેદ જુએ છે અને કહે છે કે અમે અમુક રસૂલોને માનીએ છીએ અને અમુકને માનતા નથી અને આમાંથી પોતાનો જુદો રસ્તો કાઢવા ઇચ્છે છે ખરેખર તે લોકો જ પાકા 'કાફિર' (કૃતઘ્ની — નગુણા ઈશ્વરનો આભાર ન માનનારા) છે, પરમાત્માએ તેમને માટે અપકીર્તિ ને પતનની સજા ઠરાવી રાખી છે" (૪–૧૫૦,૧૫૧).

"હે મહંમદ! સાચે જ ઈશ્વરે તમને એ રીતે પ્રેરણા (વહી) આપીને જ્ઞાન આપ્યું. છે જે રીતે નૂહ અને તે પછીના ધર્મપ્રવર્તકોને. તે જ રીતે ઈશ્વરે ઇબ્રાહીમ, ઇસ્માઈલ, ઇસાક, યાકૂબ તથા તેમની કોમો, ઈસા અય્યૂબ, યુનુસ, હારૂન તથા સુલેમાનને જ્ઞાન બક્ષ્યું હતું અને તે જ રીતે દાઉદને 'ઝબૂર' ધર્મગ્રંથ આપ્યો હતો.

"ઈશ્વરે દુનિયામાં જે જે ધર્મપ્રવર્તકો મોકલ્યા તેમાંના કેટલાકની હકીકત કહી છે અને કેટલાકની કહી નથી" (૪–૧૬૩,૧૬૪).

"અને એમાં કાંઈ શક નથી કે ઈશ્વરે મહંમદ સાહેબ પહેલાં સર્વ કોમોમાં પયગંબરો પાઠવ્યા છે" (૬–૪૨).

"અને ઈશ્વરે પયગમ્બરો એટના માટે દુનિયામા પાઠવ્યા કે તેઓ ભલા કામના ફળ મીઠા મળશે તે શુભ સદેશ જગતને સુણાવે તથા બૂરા કામોના ફળ માઠા મળશે તેની ચેતવણી આપે આને કારણે જેઓ સાચી વાત સમજી લે અને સત્કર્મો કરે તેને નથી રહેતો ભય કે શોક" (૬-૪૮)

"અને ખરેખર તમારા પહેલા પણ ઈશ્વરે પયગમ્બરો પાઠવ્યા છે, આમાના કેટલાકોનો ઉલ્લેખ તમારી પાસે કર્યો અને કેટલાકોનો નથી કર્યો" (૪૦-૭૮)

"જેમણે ધર્મને પીંખી નાખ્યો છે અને જેઓ પોત પોતાના સપ્રદાયો તથા વાડાઓ બનાવી બેસી ગયા છે તેમની સાથે તમારો કોઈ સબધ નથી, ઈશ્વર જ તેનો નિકાલ કરશે, તે જ તેમને દાખવશે કે તેમણે શુ કર્યું છે" (૬-૧૬૦)

"આ કુરાન સત્ય છે, પોતાની પહેલાના ધર્મગ્રથોને એ સાચા ઠરાવે છે" (૨-૮૭)

"ઈશ્વરે પોતાની પાસેના જ્ઞાનમાથી જે કાઈ તમને (મહમદ સાહેબને) આપ્યુ તે ઈશ્વરી પ્રેરણા દ્વારા આપ્યુ તે જ સાચુ જ્ઞાન છે જે પહેલાના ધર્મગ્રથોના જ્ઞાનને પુરવાર કરે છે"* (૩૫-૩૧)

"મહમદ સત્ય લઈને આવ્યા છે અને તેમણે પોતાની પહેલાના પયગમ્બરોની સાખ પૂરી છે" (૩૭-૩૭)

"અને તમને (મહમદ સાહેબને) એવી કોઈ વાત નથી કહેવાઈ કે જે તમારા પહેલાના ધર્મપ્રવર્તકોને ન કહેવાઈ હોય" (૪૧-૪૩)

---

* જે રીતે કુરાનમા કુરાન પહેલાના ધર્મોને 'ઇસલામ' અને તેના અનુયાયીઓને 'મુસલમાન' કહેવાયા છે તે રીતે કુરાનમા કુરાનની પહેલાના ધર્મગ્રથોને 'કુરાન' નામ અપાયુ છે, અને જેઓએ આ ઈશ્વરી જ્ઞાનથી ભરેલ ગ્રથોને જુદા જુદા કરી ઈશ્વરી જ્ઞાનના ભાગલાઓ પાડયા તેમને 'મુક્તસેમીન' એટલે કે 'ભેદ પાડનાર' કહેવાયા છે (૧૫-૯૦, ૯૧)

"અને આ ગ્રંથ ( કુરાન ) જે પોતાની પહેલાંના ગ્રંથે સાચા પુરવાર કરે છે તે અરબી ભાષામાં છે કારણ કે : આરબો કે જેઓ સિતમ ગુજારે છે તેઓ બૂરાં પરિણામો સાવધ થઈ જાય અને જેઓ ભલાં કર્મો કરે છે તેઓ સા પરિણામોની ખુશખબર મેળવે. જેઓ એમ કહે છે કે ઈ અમારો પાલક છે, તથા જેઓ ભલાઈ પર કાયમ છે તે નથી કશો ભય કે શોક" ( ૪૬–૧૨, ૧૩ ).

"અને જો અમે કુરાન બીજી કોઈ ભાષામાં આ હોત તો આ લોકો કહેત કે એની આયતો સ્પષ્ટ નથી કરવા આવી તેનું કારણ શું છે? અમે અરબી જાણવાવાળા અ ભાષા બીજા દેશની? જાહેર કરી દો કે આને માનવાવાળ માટે આ ગ્રંથ સન્માર્ગ દેખાડનાર તથા રોગોનો ઇલા ચીંધનાર છે" (૪૨ – ૭).

"સાચે જ અમે આ કુરાન અરબીમાં એટલા માટે મોકલ છે જેથી તમે આરબો એને સારી રીતે સમજી શકો" ( ૪૩–૩

"ઈશ્વરે તમારી ભાષામાં એને સહેલું બનાવી દીધું જેથી આરબો તેને ધ્યાનમાં રાખે" ( ૪૪ – ૫૮ ).

"સાચેસાચ આ કુરાન 'રસૂલ-એ-કરીમ' ( એક શાણ પયગંબર )થી ઉચ્ચારાયું છે.

"આ કોઈ કવિની કવિતા નથી; તમે નથી માનતા !

"નથી આ કોઈ જાદુગરના શબ્દો, તમે તેની પરવાહ નથી કરતા !

આ જ્ઞાન તે ઈશ્વરનું મોકલેલ છે કે જે સર્વે સૃષ્ટિઓનો સ્વામી છે" ( ૬૯–૪૦થી ૪૩ ).

"એમાં સંદેહ નથી કે આ કુરાન તે રસૂલ-એ-કરીમનાં વચનો છે.

"જે શક્તિશાળી છે, જેને માટે અ'લાહના દરબારમાં અગ્રસ્થાન છે.

"જેનુ કહેવું માનવુ જોઈએ, જે 'અમીન' (ભરોસા-પાત્ર) છે.

"અને હે માનવીઓ! તમારો સાથી (રસુલલ્લાહ) પાગલ નથી" (૮૧–૧૯ થી ૨૨)

"એ માટે હે મહમદ! ધીરજ ધરો. ઈશ્વરનો વાયદો સાચો ઠરશે એ નિ સદેહ છે. પોતાની ભૂલોની માફી ઈશ્વર પાસે માગો તથા સવારસાંજ ઈશ્વરની પ્રાર્થના કરતા રહો" (૪૦–૫૫)

"એ માટે હે મહમદ! એના સિવાય બીજો કોઈ ઈશ્વર નથી એ માનો પોતાની ભૂલો માટે, તથા તમારે આધારે ચાલનાર અનુયાયીઓની ભૂલો માટે તેની (ઈશ્વરની) માફી માગો તમે ક્યાં રહો છો તથા ક્યાં જાઓ છો તે સર્વ પરમાત્મા જાણે છે" (૪૭–૧૯).

"ખરેખર ઈશ્વરે તમને (મહમદ સાહેબને) પૂરો વિજય અપાવ્યો છે જેથી પરમાત્મા તમારી આગલી અને પાછલી ભૂલો માફ કરે અને તમારા ઉપર કૃપા વરસાવે, તમને સન્માર્ગે વાળે તથા સર્વ પ્રકારની સહાયતા આપે" (૪૮–૧ થી ૩).

"હે ધર્માવલબીઓ! ઉપવાસ કરવાનુ તમારુ કર્તવ્ય છે, તમારા પૂર્વજોને પણ આ કહેવામાં આવ્યુ હતુ આનું કારણ એ છે કે તમે બૂરાઈથી બચતા રહો.

"કેટલાક નિશ્ચિત દિવસોના ઉપવાસ કરો, પરંતુ જે કોઈ માંદો હોય કે પ્રવાસમાં હોય તે પડેલા દિવસોના અવેજીના બીજા દિવસોમા ઉપવાસ રાખે કોઈ ઉપવાસ કરવાને બદલે ગરીબોને જમાડે તો તેને ઉપવાસ કરવાની જરૂર રહેતી નથી. તેથી જે પોતાની મેળે બીજાની ભલાઈનું કામ કરે તો તે

કર્તા માટે શ્રેયસ્કર છે અને જો તમે ઠીક સમજો તો ઉપવાઃ તમારે માટે લાભકારક છે" (૨–૧૮૩, ૧૮૪).

"ઈશ્વરે આ પુસ્તક (કુરાન) તમને (મહંમદ સાહેબને આપ્યુ છે, તે સત્યથી ભરેલુ છે. આ પુસ્તક તેની પહેલાંન ધર્મપુસ્તકોને સાચાં ઠરાવે છે. કુરાન પોતાની પહેલાંના ધર્મ ગ્રંથોની રક્ષા કરે છે તેથી ઈશ્વરે જે જ્ઞાન તમને આપ્યું ( તેને આધારે ન્યાય તોળો; લોકોમાં ચાલતા તર્કવિતર્કોમાં ફસાતાં સત્ય કે જે પ્રભુએ તમને દાખવ્યું છે તેના ઉપ દૃઢ રહો. ઈશ્વરે તમારે દરેકને માટે જુદાં જુદાં વિધિવિધાને નિર્માણ કર્યાં છે, એમની ઇચ્છા હોત તો તમને સૌને એ સંપ્રદાયના બનાવી દેત; પણ તમને બતાવેલ પ્રણાલી અનુસા ઈશ્વર તમારી પરીક્ષા લેવા માગે છે. તેથી ભેદોમાં ન પડત ભલાઈનાં કામોની સ્પર્ધા કરતા રહો. છેવટે સૌને ઈશ્વર પાસ જ જવું છે; ત્યારે તમારી વચ્ચે શો તફાવત છે તે પ્ર સમજાવી દેશે" (૫–૪૮).

"અને પ્રભુ એવું નથી કરતો કે જેઓ સત્કર્મો કરત રહે તેમને તેમની ખોટી માન્યતાઓને કારણે નુકસા પહોંચાડે. જો ઈશ્વર ઇચ્છત તો સૌને એક જ માન્યતા તથ સંપ્રદાયવાળા બનાવી દેત, પરંતુ આવી વાતો અંગે લોકોમ મતભેદ રહેશે" (૧૧–૧૧૭, ૧૧૮).

### ધર્મમાં બળજબરીની મના

"ધર્મના મામલામાં બળજબરીને સ્થાન નથી" (૨–૨૫૬).

"તમારા અલ્લાહની ઇચ્છા હોત તો સમસ્ત માનવસમુદાય તમારી જ વાત માની લેત. તો શું તમે લોકો ઉપર બળજબરી કરશો કે તેઓ તમારું માની જાય?" (૧૦–૯૯)

"હે મહમદ! અલ્લાહે તમને જે જ્ઞાન આપ્યુ છે તેનુ જ અનુસરણ કરો એટલે કે એક ઇશ્વર સિવાય અન્ય ઈશ્વર નથી અને જેઓ ઇતર દેવતાઓને પૂજે છે તેને છોડી દો

"જો ઈશ્વરની ઇચ્છા હોત તો તેઓ પણ એક ઈશ્વર સિવાય બીજાને ન પૂજત, ઈશ્વરે તમને તેના ચોકીદાર બનાવીને નથી મોકલ્યા

"અને ઈશ્વર સિવાયના અન્ય દેવ દેવતાઓની જેઓ પૂજા કરે છે તેમની નિંદા કરશો નહીં કારણ કે તેઓ અજ્ઞાનવશ ક્રોધમા આવીને ઈશ્વરની નિંદા ન કરવા લાગી જાય. ઈશ્વરે એવી પ્રણાલિકા બાધી દીધી છે કે જેથી સૌને પોત પોતાનાં કામો સારા લાગે છે, આખરે સૌ પોતાના એ સ્વામી પાસે જ જવાના છે ત્યારે ઈશ્વર તેમને તેમના કર્મો વિષે કહી દેશે" (૬–૧૦૭ થી ૧૦૯)

"એ ઈશ્વરના નામ પર કે જે દયાળુ તથા કૃપાળુ છે

"હે મહમદ! કાફરો*ને (જેઓ તમારી વાતમાં વિશ્વાસ નથી રાખતા તેમને) કહી દો કે

"હુ તેને નથી પૂજતો જેને તમે પૂજો છો

"ન તમે એને ભજો છો જેને હું ભજુ છુ

---

* 'કાફિર' શબ્દ અરબી 'કુફ્ર' થી બન્યો છે જેનો અર્થ છે (૧) ઢાકવુ, (૨) ખોટુ સમજવુ અથવા માનવુ, અને (૩) કૃતઘ્ની થવુ કાફિર એટલે (1) તે માણસ જે કોઈની વાત ન માને, (૨) તે માણસ જે ઈશ્વરની દયા અને દીધેલ ચીજો માટે આભાર ન માનતો હોય, અને (૩) કાફર અરબીમા ખેડૂતને કહેવામા આવે છે કારણ કે કૃષિકાર બીજને માટીમા 'દાટી' દે છે ('ગરીબુલ કુરાન'—મિરઝા અબુલ ફઝલ, 'લુગાતુલ કુરાન'—મૌલવી મહમદ ખલીલ)

કુરાનમા આ શબ્દ ક્યાક ક્યાક આ બધા અર્થોમા વપરાયો છે સાધારણ રીતે આ શબ્દ તે લોકો માટે વપરાયો છે કે જેઓ મહંમદ સાહેબની વાત માનતા ન હતા

"ન હું એની પૂજા કરીશ જેની તમે કરો છો.
"ન તમે એની પૂજા કરશો જેની હું કરું છું.
"તેથી તમારો ધર્મ તમારે માટે અને મારો ધર્મ મા
મારે" (૧૦૯–૧ થી ૬).

નીચેની બે આયતો તે સમયની છે કે જ્યારે અરબ સ્તાનમાં મુસલમાન અને ગેરમુસલમાનો વચ્ચે શત્રુતા હો વટાવી ગઈ હતી અને લડાઈઓ થતી જ રહેતી હતી.

---

એક સ્થળે કુરાનમાં સકળ માનવ સમાજનો સંકેત કરતાં કહેવાયું છે:

"ઈશ્વરે આસમાનો તથા પૃથ્વી બનાવ્યાં, વાદળાંથી પા વરસાવ્યું, તેથી તમારા ખોરાક માટે જમીનમાંથી ફળ ઉપજાવ્યાં, વહા આપ્યાં કે જે ઈશ્વરના હુકમથી પાણી પર ચાલે છે; નદીઓને મનુ માટે ઉપયોગી બનાવી, સૂર્ય ચંદ્ર જેઓ પોતપોતાને માર્ગે ગતિ કર રહે છે તેમને, રાત દિવસને, આ સૌને તમારા લાભ માટે સરજ્ય છે. તમે જે માગો તે ઈશ્વર આપે છે; તમે પ્રભુકૃપાનું લેખું રાખ ધારો તો તે અશક્ય છે; પણ એક વાત નિર્વિવાદ છે કે મનુ મહાજુલમી (અન્યાય કરવાવાળો) તથા મહા કૃતઘ્ની (બડા કાફિ છે." (૧૪–૩૨, ૩૩, ૩૪)

આ અને આવી બીજી આયતોમાં (૧૭–૬૭) તમામ મનુષ્યોને 'કાફિ કહેવાયા છે. 'કાફિર'નો અર્થ અહીં કૃતઘ્ની છે.

ક્યાંક ક્યાંક યહૂદીઓ માટે 'કાફિર' શબ્દ વપરાયો છે, જેઓ ર ઈશ્વરને તથા પોતાના ધર્મગ્રંથ 'તૌરેત'ને માનતા હતા પણ જેઓ મૂળ મ ભૂલી અવળે રસ્તે ભટકતા હતા. (૧૭–૮)

એક સ્થળે ખુદ ઈશ્વર પોતા માટે કહે છે—

"જે કોઈ ભલાં કામો કરશે તથા શ્રદ્ધા રાખશે તેમના પ્રયત્ને અમે 'ઢાંકીશું' નહીં અને ભૂલીશું નહીં; અને ખરેખર જેટલા પ્રય ૧ કરશે તેનું લેખું તેનાં ભલાં કામોની યાદીમાં રહેશે." (૨૧–૯૪)

આ જ અર્થમાં ગીતા કહે છે કે

"આ ધર્મનું યત્કિંચિત્ પાલન પણ મહાભયમાંથી ઉગારી છે." (૨–૪૦)

કુરાનમાં બીજે સ્થળે કહ્યું છે—

"ઈશ્વર એમ નથી કહેતો કે જેઓ ગેરમુસલમાનો તમારા ધર્મને કારણે તમારી સાથે લડાઈ નથી કરતા તથા જેમણે તમને તમારા ઘરોમાથી બહાર નથી હાંકી કાઢ્યા તેમની સાથે તમે પ્રેમભર્યું વર્તન ન રાખો ખરેખર ઈશ્વર તેને ચાહે છે કે જે સૌની સાથે ન્યાયથી વર્તે છે

"ઈશ્વરની આજ્ઞા એટલી જ છે કે જે લોકોએ તમારા ધર્મને કારણે તમારી સાથે લડાઈ શરૂ કરી છે તથા તમને બળજબરીથી તમારા ઘરોમાથી બહાર હાંકી મેલ્યા છે અથવા તમને બહાર કરવામા બીજાઓને મદદ કરી છે તેમની સાથે મળી ન જાઓ અને જે આવા સાથે મળી જાય છે તે જુલમ કરે છે" (૬૦-૮, ૯)

"જે લોકોએ તમારી (મહમદ સાહેબની) વાત માની લીધી છે તેમને કહો કે તેઓ એ લોકોને માફ કરે જેમને

---

"અને જે લોકો વિશ્વાસ રાખશે તથા ધર્મકાર્ય કરશે તો અમે તેના પાછલા ખરાબ કર્મોને 'ઢાકી દઈશું' એટલે કે માફ કરીશું" (૨૯-૭)

અહીં પણ 'કુફ્ર' નો અર્થ ઢાકી દેવુ ભૂલી જવુ કે માફ કરવુ છે. આ શબ્દ ઈશ્વરને માટે વપરાયો છે

ક્યાક ક્યાક એવા મનુષ્યોના મોઢામા આ શબ્દ મુકાયો છે કે જેઓ મહંમદ સાહેબ કે બીજા રસૂલોની વાત માનતા ન હતા

"જે કાઈ તમે (રસૂલો) કહો છો તેને અમે માનતા નથી" (૩૪-૩૪)

એક ઠેકાણે એવાઓને માટે એ શબ્દ વપરાયો છે કે જેઓ અમુક રસૂલને માનતા હતા ને અમુકને માનતા ન હતા (૪-૧૫૦,૧૫૧)

એક ઠેકાણે કુરાનમા 'કાફિર' શબ્દ ખેડૂતના અર્થમા વપરાયો છે (૫૭-૨૦)

સામાન્ય રીતે 'કાફિર' શબ્દ કુરાનમા એ આરબો માટે વપરાયો છે કે જેઓ મહંમદ સાહેબને માનતા ન હતા અથવા જેઓ ઈશ્વરની કૃપાવસ્તુઓની અવહેલના કરતા હતા

અંતિમ દિનનો ડર નથી, જ્યારે ઈશ્વરના દરબારમાં હાજર થવું પડશે. ઈશ્વર સૌને પોતપોતાનાં કર્મોનાં ફળ ચખાડશે.

"જે ભલાઈ કરશે તે પણ પોતા માટે, અને જે બૂરાઈ કરશે તે પણ પોતા માટે, છેવટે તો તમારે સૌએ પોતાના માલિક કને જવું જ પડશે" (૪૫–૧૪,૧૫).

## સર્વ દિશાઓમાં ઈશ્વર છે

"પૂર્વ અને પશ્ચિમ બન્ને ઈશ્વરનાં છે; જે તરફ તમે ફરો તે દિશામાં ઈશ્વરનું મુખ છે. ખરેખર ઈશ્વર મહા દાતા છે ને સર્વ જાણવાવાળો છે" (૨–૧૧૫).

પયગંબર થયા પછી મહંમદ સાહેબ તેર વર્ષો સુધી મક્કામાં રહ્યા અને ઉપદેશ આપતા રહ્યા. જ્યાં સુધી મક્કામાં હતા ત્યાં સુધી નમાજ વેળાએ મોઢું કઈ દિશામાં રાખવું તે નિશ્ચિત ન હતું. મદીને ગયા પછી ઘણા દિવસો સુધી યહૂદીઓ તથા ઈસાઈઓનું પવિત્ર શહેર યરુસેલમ જ્યાં હતું તે ઉત્તર દિશા તરફ મોં રાખી પ્રાર્થના કરતા. લગભગ સોળ મહિના પછી દિશા બદલી. દક્ષિણમાં જ્યાં મક્કા અને કાબા હતા તે દિશામાં મોં કરી નમાજ કરવા લાગ્યા. કેટલાકોએ આનો વિરોધ કર્યો તે પરથી કુરાનની આ આયત નીકળી.

> "અણસમજુઓ પૂછશે કે પહેલાં જે દિશા તરફ મોઢું કરી પ્રાર્થના થતી તે કેમ બદલી નાખી. એમને કહી દો કે પૂર્વ અને પશ્ચિમ બન્ને ઈશ્વરનાં છે. એ ઇચ્છે તેને સીધે રસ્તે ચલાવે છે" (૨–૧૪૨).
>
> "પ્રાર્થના સમયે મોઢું પૂર્વ કે પશ્ચિમમાં રાખ્યું તેમાં ધર્મ કે સત્કર્મ નથી સમાયાં. ઈશ્વરને માનવામાં ધર્મ છે;

કર્મફલને માને, દેવદૂતોને (ફિરસ્તાઓને*) માને, સર્વ ધર્મગ્રથોને, ધર્મપ્રવર્તકોને માને, ઈશ્વરને નામે પોતાની કમાઈમાંથી પોતાનાં સગાઓને, અનાથોને, ગરીબોને, અતિથિઓને ને ભિખારીઓને દાન દે, ગુલામોને મુક્તિ અપાવવામાં ધન ખર્ચે, ઈશ્વરના આશીર્વાદ માગતો રહે, જકાત (પોતાની વાર્ષિક આવકનો

---

*'મલક' એટલે 'ફિરસ્તા' તથા 'શેતાન' આ બન્નેનો ઉલ્લેખ કુરાનમા કેટલેયે ઠેકાણે થયો છે ઘણા લોકોની માન્યતા છે કે 'ફિરસ્તો' અને 'શેતાન'ની યોનિઓ જુદી જુદી છે કેટલેક સ્થળે કુરાનમા 'શેતાન' શબ્દ નઠારા મનુષ્યો માટે વપરાયો છે (૨૧-૮૨, ૨૨-૩). કુરાનના વિદ્વાન મુસલમાન ટીકાકારોનો મત છે કે 'ફિરસ્તા'નો અર્થ મનુષ્યહૃદયમા ઊઠતી સદ્વૃત્તિઓ છે અને 'શેતાન' દુષ્ટવૃત્તિઓનો સૂચક છે, દાખલા તરીકે વિખ્યાત તુર્ક વિદ્વાન મહમદ મુહતાર પાશા લખે છે કે:

"કુરાનમા ફિરસ્તાનો અર્થ માનવહૃદયમા ઊઠતા ઉચ્ચ ભાવોનો તથા દૈવી સંપત્તિનો છે આ વૃત્તિઓ ખરુ પૂછતા તો ઈશ્વરી દેન છે. કારણ કે કુરાનના મત પ્રમાણે દરેક શક્તિ ઈશ્વરની છે ને તેણે જ તે જન્માવી છે. કહેવાયું છે કે જ્યારે મનુષ્યમા આત્મશક્તિ જાગ્રત થાય છે તથા તે કામ કરવા લાગે છે ત્યારે ફિરસ્તાઓ (દેવદૂતો) પણ તે મનુષ્યને પ્રણામ કરવા લાગી જાય છે, એટલે કે એની આત્મશક્તિ સામે આ સર્વ સદ્વૃત્તિઓ નતમસ્તક થાય છે અને એવો મનુષ્ય જે રીતે વૃત્તિઓને ચલાવવા માગે તે રીતે તે વર્તે છે શેતાન માટે કુરાનમા કહેવાયું છે કે તે વગર ધુમાડાની આગમાથી જન્મ્યો છે. 'ઇંજીલ'મા તેને સર્પ સાથે સરખાવ્યો છે એટલે શેતાન દુનિયાની એ પાર્થિવ તૃષ્ણાનુ નામ છે કે જે સ્વચ્છંદી રીતે વર્તે છે. મનુષ્યના દિલમા ઇન્દ્રિયસુખોની એ આગ છે. જો માનવ શ્રદ્ધાની તથા વિશ્વાસની સહાયતાથી તેના પંજામાથી છૂટી ન જાય તો આ આગ તેને ભસ્મીભૂત કરી દેશે. જે ફળ ખાવાનો મનુષ્યને નિષેધ હતો તે હતો અહંતાનો બટકે દ્વૈત ભાવનો વિચાર. મનુષ્યોના દોષોનુ મૂળ આ દ્વૈતભાવમા છે, જે કારણે તે એકબીજાથી દૂર ને દૂર થતો જાય છે આ રીતે ફિરસ્તા અને 'શેતાન' મનુષ્યની અંદરની બે શક્તિઓ છે જેમાની એક મિત્ર તથા બીજી શત્રુ છે. આ બન્નેમાથી એક ઉપર વિશ્વાસ રાખવો જોઈએ અને બીજાથી બચતા રહેવા માટે ઈશ્વરનુ શરણ શોધવુ જોઈએ" (કુરાન સૂરા ૧૧૪)—'ધી વિઝડ્મ ઑફ ધી કુરાન', લે૦ મહમદ મહતાર પાશા, પ્રસ્તાવના, પૃ ૩૯-૪૧.

ચાલીસમો ભાગ ગરીબોને દાનમાં આપતો રહે) આપે, વાયદે પાળે, આપત્તિકાળે ધૈર્ય ધરે — જેઓ આવાં કર્મો કરે છે તેઓ જ સાચા શ્રદ્ધાળુ તથા ધર્માત્મા છે" (૨–૧૭૭).

મદીના પાસે કુબા નામે એક ડુંગરાળ પ્રદેશ છે. મક્કાથી મદીના જતાં મહંમદ સાહેબ પોતાના સાથીઓ સહિત ત્યાં કેટલાક દિવસ સુધી રહ્યા હતા. કુબામાં થોડાક દિવસો પછી એક મસ્જિદ બંધાઈ. થોડાંક વર્ષો પછી કેટલાક મુસલમાનોએ એક બીજી મસ્જિદ ચણાવી. આ નવી મસ્જિદ બંધાવનારાઓએ મહંમદ સાહેબને વિનંતી કરી કે તેઓ એક વેળા કુબા પધારી નવી મસ્જિદમાં નમાજ ભણાવવાની તેમના ઉપર કૃપા કરે. આ બે જુદી જુદી મસ્જિદોને કારણે ત્યાંના મુસલમાનોમાં તડ પડવાનો સંભવ હતો. આ ઉપરથી કુરાનની આયત નીકળી.

"જે મસ્જિદથી ફૂટફાટ પડતી હોય ત્યાં ન જવું જોઈએ." (૯ – ૧૦૭–૧૦૮)

મહંમદ સાહેબ તે મસ્જિદમાં ન ગયા અને તેમની આજ્ઞાથી તે મસ્જિદ પાડી નંખાવવામાં આવી.*

"દરેકને પોતપોતાની દિશા છે જે તરફ પ્રાર્થના સમયે તે પોતાનું મોઢું ફેરવે છે. તેથી આવા વાદોમાં ન પડતાં ભલાં કામો કરવામાં એકબીજાની સ્પર્ધા કરવાનો પ્રયત્ન કરો. તમે જ્યાં હશો ત્યાં ઈશ્વર તમને સૌને ભેગા કરી દેશે. ખરેખર ઈશ્વર સર્વશક્તિમાન છે." (૨–૧૪૮)

### મહંમદ સાહેબ અને ચમત્કારો

"કહી દો કે હું (મહંમદ) કોઈ અનોખો પયગંબર નથી. [એટલે કે હું કોઈ એવો ઉપદેશ નથી આપતો કે જે મારા

* બહરુલમુહીત–ઇમામ અસીરુદ્દીન અબુ હય્યાન.

પહેલાના રસૂલોએ ન આપ્યો હોય તેમ જ હુ નથી કોઈ એવુ કામ કરી શકતો જે તેમણે ન કર્યું હોય, ન કોઈ ચમત્કાર હુ બતાવી શકુ છુ — અનુવાદ ] મને ખબર નથી કે મારુ શુ થવાનુ છે અથવા તમારુ શુ થવાનુ છે હું તો માત્ર ઈશ્વરની આજ્ઞાનુ પાલન કરનારો છુ મનુષ્યોને દુષ્કર્મોના પરિણામોથી સાવધ કરવા સિવાય મારુ બીજુ કશુય કાર્ય નથી" (૪૬–૯)

"અને મહમદ માત્ર રસૂલ હોવા ઉપરાંત બીજુ કાંઈ નથી, એમના પહેલાના પયગંબરો પણ મરતા આવ્યા છે તેથી જો મહમદ મરી જાય અથવા તેમને મારી નાખવામા આવે તો શુ તમે તમારા ધર્મને બદલાવી નાખશો?" (૩–૧૪૩)

મહમદ સાહેબના દેવલોક થયા પછી અબુબક્ર સાહેબે જનતાને ઉપરની આયત સભળાવી હતી

"કહી દો કે હુ (મહમદ) તમને એમ નથી કહેતો કે મારી પાસે ઈશ્વરનો ખજાનો છે નથી મને અગમ્યનુ જ્ઞાન, કે હુ નથી તમને કહેતો કે હુ દેવદૂત (ફિરસ્તો) છુ પ્રભુએ મારા ઘટમા જે ઉતાર્યું છે તેનું અનુસરણ જ હું કરુ છુ" (૬–૫૦)

"આ લોકો ઈશ્વરના પાકા સોગદ ખાઈને કહે છે કે અમને કોઈ ચમત્કારો દેખાડે તો અમે તમારી વાતો માની લઈશ કહી દો કે ઈશ્વર સિવાય બીજો કોઈ માણસ ચમત્કાર કરી શકતો નથી" (૬–૧૧૦)

"લોકો કહે છે કે અમે તમારી વાતોનો વિશ્વાસ નહીં કરીએ જ્યા સુધી તમે જમીનમાથી પાણીનો એક ઝરો ન કાઢો અથવા ખજૂરાના કે દ્રાક્ષના બગીચાની વચ્ચેથી પોતાની મેળે નદી વહેવડાવો અથવા તો પરાક્રમ વડે આકાશના ટુકડા કરીને અમારા ઉપર ન ફેંકો અથવા ઈશ્વર તથા તેના દૂતોને અમારી સમક્ષ હાજર ન કરો, અથવા પોતા

માટે એક સ્વર્ણભવન ન બનાવો, અથવા આકાશમાં ન ચઢી જાઓ અને ત્યાંથી એવું પુસ્તક લઈ આવો જે અમે વાંચી શકીએ. આના ઉત્તરમાં સૌને કહી દો કે પરમાત્માને સંભારો; હું એક માનવી તથા એક રસૂલ સિવાય વિશેષ કાંઈ નથી" (૧૭–૯૦ થી ૯૩).

"લોકો પૂછે છે કે મહંમદને તેના પ્રભુ તરફથી ચમત્કારો દેખાડવાનું કેમ કાંઈ નથી મળતું? તેમને કહી દો કે ચમત્કારો માત્ર ઈશ્વર પાસે છે; હું તો દુષ્કર્મોનાં પરિણામોની ચેતવણી આપનાર છું" (૨૯–૫૦).

"આમાં શું આશ્ચર્ય છે કે તમારામાંના એકની મારફત તમારા પ્રભુએ તમને ધર્મનું સ્મરણ કરાવ્યું છે જેથી તે માણસ તમને સાવધ કરે, તમે બૂરાઈથી બચી જાઓ જેથી પ્રભુ તમારા ઉપર દયા દાખવે" (૭–૬૩).

"લોકોને કહી દો કે હું (મહંમદ) ઈશ્વરની મરજી વિરુદ્ધ પોતાને ફાયદો કે નુકસાન કરી શકું એમ નથી. જો મને અગમ્યનું જ્ઞાન હોત તો મારી પાસે ઘણી સારી સારી વસ્તુઓ હોત અને કોઈ પણ બૂરાઈ મને સ્પર્શી પણ ન શકત. પરંતુ મારું કામ માત્ર એટલું છે કે હું જનતાને દુષ્કર્મોનાં પરિણામો બતાવી દઉં અને જેઓ મારી વાત સ્વીકારે તેને ભલાં ફળોની ખુશખબર આપું" (૭–૧૮૮).

"કહી દો કે અગમ્યનું જ્ઞાન માત્ર ઈશ્વરને છે, રાહ જુઓ; હું પણ તમારી માફક રાહ જોનારાઓમાંનો એક છું" (૧૦–૨૦).

"હું તમારા જેવો એક સાધારણ માનવી છું. હા, મને એવું જ્ઞાન આપ્યું કે તમારા સૌનો ઈશ્વર એક છે. તેથી જે પોતાના પરમાત્માને મળવાની આશા બાંધી બેઠો છે તે સત્કર્મો કરે તથા એક ઈશ્વર સિવાય બીજાની આરાધના ન કરે" (૧૮–૧૧૦).

"હું તમારા જેવો મનુષ્ય છું. મને ઈશ્વરે એવું જ્ઞાન આપ્યું કે તમારો સૌનો ભગવાન એક જ છે. તેથી ભલાઈને રસ્તે જાઓ તે જ ઈશ્વરની પાસે પૂગવાનો માર્ગ છે. એ પ્રભુ પાસે પોતાની ભૂલોની ક્ષમા માગો" (૪૧-૬).

"હું લોકોને દુષ્કર્મોનાં પરિણામોથી સાવચેત કરું એ સિવાયની મને બીજી કોઈ પ્રેરણા ભગવાન તરફથી નથી થઈ" (૩૮-૭૦).

### યુદ્ધની પરવાનગી

ઈસ્લામ ધર્મના ઉપદેશના આરંભ પછી મહંમદ સાહેબનાં તેર વર્ષો મક્કામાં મહાન આફતોમાં પસાર થયાં હતાં. મક્કાવાળાઓએ એમને તથા એમના સાથીઓને ભારે નડયા હતા. આ તેર વર્ષોમાં આ વિષયના કુરાનના જે જે શ્લોકો પ્રાપ્ત થયા છે તેમાં બૂરાઈનો બદલો ભલાઈથી આપવાનો તથા ધૈર્ય અને સચ્ચાઈથી જુલમોને સહી લેવાનો ઉપદેશ કરવામાં આવ્યો છે. આ પછી મહંમદ સાહેબ પોતાના કેટલાક સાથીઓ સાથે મદીના ગયા. મક્કાવાળાઓએ તેમનો કેડો મેલ્યો નહીં, મદીના ઉપર ચડી આવ્યા. આ ઉપરથી કુરાનમાં પહેલી વાર નીચેની આયતો દ્વારા મહંમદ સાહેબને તથા તેમના સાથીઓને સ્વરક્ષણ કાજે આક્રમણકારીઓ સાથે લડી લેવાની પરવાનગી અપાઈ છે.

"જેના ઉપર લડાઈની ખાતર ચઢાઈ કરવામાં આવે છે તેમને પોતાના બચાવ માટે લડી લેવાની છૂટ આપવામાં આવે છે કારણ કે તેમના ઉપર જુલમ થઈ રહ્યો છે અને એમાં શક નથી કે ઈશ્વર તેમની પૂરેપૂરી સહાયતા કરશે.

"આ પરવાનગી તેમને માટે છે કે જેમને નાહક, અન્યાય-થી તેમનાં ઘરોથી બહાર કાઢી મૂકવામાં આવ્યા છે કારણ કે તેઓ એમ જાહેર કરતા હતા કે 'ઈશ્વર જ અમારો પાલક છે.' અને જો ઈશ્વર કોઈ લોકોને કેટલાક માણસોથી હઠાવડાવી ન દેત તો બેશક આ મકાનો, સાધુઓના મઠો, ઈસાઈઓનાં દેવળો, યહૂદીઓનાં પ્રાર્થનાસ્થાનો અને મસ્જિદો જ્યાં લોકો ઈશ્વરભજન કરે છે, તે સર્વે જમીનદોસ્ત થઈ જાત. આ નિર્વિવાદ વાત છે કે જેઓ ઈશ્વરના કાર્યમાં મદદ કરે છે તેને ઈશ્વર સહાયતા આપે છે. ખરેખર ઈશ્વર સર્વ-શક્તિમાન તથા મહાન છે.

"આ પરવાનગી તેમને માટે છે જેમને ઈશ્વર પૃથ્વી પર વસાવી દે તો તેઓ ઈશ્વરની આશિષ માગતા રહેશે, ગરીબોને દાન દેશે તથા લોકોને ભલાં કામ કરવાની તથા ખરાબ કામોથી બચવાની સલાહ આપતા રહેશે. સૌ કામોનું પરિણામ તો છેવટે ઈશ્વરના હાથમાં છે" (૨૨–૩૯ થી ૪૧).

આ રીતે પરવાનગી મળ્યા પછી પણ મુસલમાનો લડવા તૈયાર થતા દેખાતા ન હતા કારણ કે આક્રમણ કરવા-વાળાઓની સેનામાં તેમના પોતાના ભાઈઓ, કાકાઓ, મામા તથા એવા બીજા સંબંધીઓ હતા. આ પરથી નીચેની આયતો મળી.

"તમને લડાઈની પરવાનગી આપવામાં આવી છે અને તમને તે ઠીક નથી લાગતું. સંભવ છે કે તમને જે ઠીક નથી લાગતું તે તમારા હિતની વાત હોય અને બનવા જોગ છે કે તમને જે પસંદ પડે તે તમારા લાભની ન હોય. ઈશ્વર સઘળું જાણે છે, તમને કાંઈ ખબર નથી" (૨–૨૧૬).

"ઈશ્વર માર્ગમાં તે લોકો ભાગ લે જેઓ પોતાના જીવનને છેવટ સુધી હોમવાને તૈયાર હોય. જે કોઈ ધર્મયુદ્ધમાં

લડતાં લડતાં મરી જાય કે જીતી જાય છે તેને ઈશ્વર સારો બદલો આપશે.

"અને એ તે શી વાત છે કે તમે ધર્મયુદ્ધમાં નિર્બળ, સ્ત્રી તથા બાળકોના રક્ષણ કાજે લડવા નથી માગતા ? એ અસહાયો પુકારે છે: 'હે પરમાત્મા ! આ મક્કા શહેરના માનવીઓ અમારા ઉપર જુલમ કરે છે તેમાંથી ઉગાર અને અમારું રક્ષણ કરવાવાળા કોઈને મોકલ.'

"જે લોકો શ્રદ્ધાળુ છે તેઓ ધર્મયુદ્ધમાં ભાગ લે છે અને જેઓ અશ્રદ્ધાળુ છે તેઓ કેર વર્તાવનારની તરફથી લડે છે. જુલમ કરવાવાળા શેતાનના સાથી છે. તેથી શેતાનના ગોઠિયાની વિરુદ્ધ યુદ્ધ કરો. ખરેખર શેતાનનો પક્ષ નબળો છે" (૪–૭૪ થી ૭૬).

"તેથી તમે ઈશ્વરને ખાતર યુદ્ધમાં જોડાઓ. આ વિષયમાં તમે (મહંમદ) તમારા પૂરતા જવાબદાર છો, બીજાઓ માટે નહીં; ઇતર શ્રદ્ધાળુઓની હિંમત વધારો; સંભવ છે કે ઈશ્વર સામા પક્ષના લડવૈયાઓ કે જેઓ કૃતઘ્ની છે તેમના હાથ હેઠા પાડી દે. ઈશ્વર જ સર્વશક્તિમાન તથા દંડ દેવામાંયે સૌથી બળવાન છે.

"જે કોઈ ભલા કામમાં બીજાની મદદ કરે છે તેને તેનો ભાગ મળે છે; અને જે ખોટાં કામોમાં સાથ દે છે તેને, તે જવાબદાર લેખાય છે અને ઈશ્વર સર્વ ભાળી રહ્યો છે.

"અને જ્યારે કોઈ (તમારો દુશ્મન) તમને સલામ કરે તો તમે તેનો ઉત્તર લળીલળીને આપો. ખરેખર ઈશ્વર સર્વ લેખાં રાખે છે.

"ઈશ્વર છે, તેના સિવાય બીજો કોઈ ઈશ્વર નથી. એમાં શક નથી કે છેવટે પ્રભુ તમને સૌને એક દિવસ ભેગા

કરી દેશે. ઈશ્વર સિવાય અન્ય કોણ આપણી આશા પૂરી કરનાર છે?" (૪ – ૮૪ થી ૮૭)

"અને જે ફૂટ પાડનારમાંથી કોઈ એવા દલ પાસે સુલેહ માટે જાય અથવા તમારી પાસે આવે તથા એમની લાગણી એવી હોય કે તેઓ તમારી વિરુદ્ધ ન લડે અથવા તેઓ યુદ્ધમાંથી હઠી જાય, તેઓ તમારી જોડે ન લડે અને સંધિ કરવા ઇચ્છે તો પછી ઈશ્વર લડવાની પરવાનગી આપશે નહીં" (૪-૯૦).

"હે શ્રદ્ધાળુઓ! જો તમે ધર્મયુદ્ધમાં ભાગ લો તો સારી રીતે નિરીક્ષણ કરી લો કે તમારી સાથે સુલેહ કરવા ચાહે તેમને એમ ન કહો કે 'તમે મુસલમાન નથી* એટલે તમારી સાથે સંધિ નહીં થઈ શકે.' શું તમે આ દુનિયાનાં માલ-મિલકત પાછળ પડયા છો? પરંતુ ઈશ્વરની સમક્ષ તો આ પાર્થિવ ચીજો કરતાં ભલાઈની બીજી વસ્તુઓ છે. પહેલાં તમે આ રીતે હતા, પ્રભુએ તમારા ઉપર રહેમ કરી. તેથી સર્વ બરાબર તપાસી લો. તમે જે કાંઈ કરો છો તે પ્રભુની જાણમાં છે" (૪-૯૪).

"જેઓ પ્રભુની દેન માટે કૃતજ્ઞતા નથી દર્શાવતા તેમને કહી દો કે તેઓ જો હવે પણ લડાઈ બંધ કરી દે તો અત્યાર સુધી તેમણે જે કર્યું છે તે સર્વ માફ કરવામાં આવશે; અને જો તેઓ પાછા લડવા લાગે તો પાછળનાઓની સાથે જે વ્યવહાર થયો છે તે એમની સાથે પણ થશે.

"અને એમની સાથે ત્યાં સુધી જ લડતા રહો જ્યાં સુધી લડાઈ બંધ ન થાય; ધર્મનો સવાલ તો ઈશ્વરના હાથમાં જ

---

* કુરાનમાં આ વાત ઉપર વારંવાર ભાર મૂકવામાં આવ્યો છે કે જો મુસલમાનો તથા ઇતરો વચ્ચે પતાવટ થઈ જાય અને જો તે કોઈ બીજા મુસલમાનના હિતમાં ન હોય તોપણ સુલેહ કરવાવાળા મુસલમાનની ફર્જ થઈ પડે છે કે તે સચ્ચાઈથી તેનું (સુલેહનું) પાલન કરે. (૮-૭૨, ૯-૧,૭ વગેરે)

રહે છે એટલે કે આ વાતમા કોઈ કોઈના ઉપર બળ-જબરી ન કરે, પરતુ તેઓ જો લડાઈ બધ કરી દે તો તમે પણ થભી જાઓ, તેઓ જે કરે છે તેની પ્રભુને ખબર છે

"અને જો તેઓ પાછા લડવા લાગે તો વિશ્વાસ રાખજો કે ઈશ્વર તમારો સ્વામી છે, ઘણો ઉમદા માલિક છે અને તે પૂરેપૂરો મદદગાર છે" ( ૮ – ૩૮ થી ૪૦ )

"અને જો તેઓ સુલેહનુ વલણ રાખે તો તમે પણ તેમ કરો, ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખો ખરેખર ઈશ્વર સર્વ સાભળે ને જાણે છે

"અને જો તેઓ તમને (મહમદ સાહેબને) દગો દેવા ઇચ્છશે તો તમારે માટે ઈશ્વર પર્યાપ્ત છે એણે પોતાની મદદથી તમારું બળ વધાર્યું છે, એણે જ આટલો મોટો શ્રદ્ધાળુ જનસમુદાય ભેગો કર્યો છે

"તે ઈશ્વરે જ આ સર્વના દિલ એક કર્યા છે,* જો તમે આ દુનિયાની સર્વ સપત્તિ ખરચત તોપણ તમે સૌને એક ન કરી શકત, પણ ઈશ્વરે આ સૌને એક કર્યા સાચે જ ઈશ્વર મહાન અને સર્વજ્ઞ છે

"હે પયગબર! ઈશ્વર તમારે માટે તથા તમારા અનુયાયી માટે પૂરતો છે" ( ૮ – ૬૧ થી ૬૪ )

"હે ભક્તો! જેઓ ઈશ્વરની કૃપાદૃષ્ટિનો આભાર નથી માનતા તે જ્યારે તમારો સામનો કરવા આવે ત્યારે પીઠ ફેરવશો નહીં

"અને જ્યારે તમે તેને હણશો તો તમે તેને નથી હણ્યા પણ ઈશ્વરે જ તેમને માર્યા છે, અને તમે જ્યારે હથિયાર

* જ્યારે હજારો કબીલાઓ એકબીજાના લોહીના તરસ્યા હતા તે સમયના એટલે કે ઇસ્લામ પહેલાના આરબોની માહોમાહોની ફૂટની તરફ આ સંકેત ે

ચલાવ્યાં ત્યારે તે તમે નથી ચલાવ્યાં પણ ઈશ્વરે ચલાવ્યાં છે (૮-૧૫-૧૭). *

"અને જેઓ તમારી સાથે લડે તેની સાથે તમે ધર્મયુદ્ધમાં લડો, પણ ન્યાયની હદ ન ઓળંગશો, ખરેખર ઈશ્વર તેને નથી ચાહતો જે હદ વટાવી જાય છે.

"જ્યાં કયાંય એમનો સામનો કરવો પડે ત્યાં કરો અને તમારાં ઘરોથી તમને બહાર કાઢ્યાં છે તેમાંથી તેમને હાંકી કાઢો. કોઈને તેના ધર્મને કારણે સતાવવો, તેની સાથે ઝઘડો કરવો – જેમ તેઓ કરી રહ્યા છે, તે લડાઈ કરતાં ખરાબ વસ્તુ છે અને કાબામાં જ્યાં સુધી તેઓ તમારી સાથે ન લડે તમે તેમની સાથે ન લડો. પણ જો તેઓ લડે તો તમે પણ ઝઘડજો. જેઓ કૃતઘ્ની છે તેમને માટે આ બદલો છે.

"પણ જો તેઓ સાચેસાચ લડાઈ બંધ કરી દે તો ઈશ્વર ક્ષમાવાન તથા દયાવાન છે.

"તમે ત્યાં સુધી જ લડજો જ્યાં સુધી તેઓ લડતા બંધ ન થાય. ધર્મની બાબત તો ઈશ્વરના હાથમાં છે એટલે કે ધર્મ-કારણે કોઈની ઉપર બળજબરી ન કરવી. પરંતુ તેઓ લડતા બંધ થાય તો જુલ્મો કરતા રહે તેમના સિવાય બીજા કોઈની સાથે તમારે શત્રુતા ન રાખવી જોઈએ.

"પવિત્ર મહિનો પવિત્ર મહિના માટે છે, પવિત્ર ચીજોમાં બદલાની પરવાનગી છે; તેથી જો કોઈ તમારા ઉપર પહેલો હુમલો કરે, જે જેટલું નુકસાન તમને પહોંચાડે તેટલું તમે તેને પહોંચાડી શકો છો; અને ઈશ્વરનો ડર રાખો.

---

* मयैवैते निहताः पूर्वमेव निमित्तमात्रम् भव सव्यसाचिन् — ગીતા

એટલે કે મેં (ઈશ્વરે) પહેલેથી જ તેમને મારી રાખ્યા છે. હે ૨ તું માત્ર નિમિત્ત બની જા. —ગીતા

નિશ્ચિત માની લેજો કે ઈશ્વર તેમની સાથે છે જેઓ બૂરાઈથી બચતા રહે છે

"ને ઈશ્વરમાર્ગમા ધન ખર્ચતા રહો પોતાને હાથે પોતાના પગ પર કુહાડો ન મારો, બીજાઓનુ ભલું કરો, ઈશ્વર તેને ચાહે છે જે બીજાનુ ભલુ કરે છે (બીજા ઉપર ઉપકાર કરે છે)" (૨-૧૯૦ થી ૧૯૫)

"અને જો મુસલમાનોના પણ બે દળો પરસ્પર લડવા લાગે તો તેમા સપ કરાવો, પણ એક દળ બીજા ઉપર જુલમ કરે છે તો જે દળ જુલમ કરે છે તે જ્યાં સુધી ઈશ્વરની આજ્ઞાને ન માને ત્યા સુધી તેનો સામનો કરો પછી જો તે માની જાય તો બન્નેમા ન્યાયયુક્ત સુલેહ કરાવી દો અને ન્યાયથી વર્તો ઈશ્વર તેને જ ચાહે છે જે ઇન્સાફ પ્રમાણે કામ કરે છે" (૪૯-૯)

મુસલમાનો તથા ઈતરો બન્ને માટે લડાઈની પરવાનગીની આટલી જ આયતો કુરાનમા છે

ઇસ્લામ પહેલા અરબસ્તાનમા તથા આસપાસના પ્રદેશોમા એવો રિવાજ હતો કે દુશ્મનોના માણસોને લડાઈમા કેદ કરવામા આવતા તેમને કા તો મારી નાખવામા આવતા હતા અથવા ગુલામ બનાવવામા આવતા હતા. કુરાને આ રિવાજમા ફેરફાર કરનાર નીચેનો હુકમ ફરમાવ્યો છે

"લડાઈમા જેને કેદ કરવામા આવે તેને દુશ્મન ઉપર ઉપકાર કરવાની દૃષ્ટિએ છોડી દેવામા આવે અથવા તો જ્યાં સુધી લડાઈ ચાલુ હોય ત્યા સુધી દરેક કેદીને જામીન ઉપર છોડી દેવામા આવે" (૪૭-૪)

લડાઈ પૂરી થતાં કોઈ પણ કેદીને રાખવાની પરવાનગી ન હતી.

"આ આજ્ઞા એટલા માટે છે કે જો ઈશ્વર ઈચ્છત તો સાચેસાચ એમની પાસેથી બદલો લેત. પણ ઈશ્વર અમુક આદમીઓ દ્વારા અમુક આદમીઓ ઉપર ઉપકાર કરાવે છે; અને જેઓ ઈશ્વરમાર્ગે માર્યા જશે તેમની કુરબાની એળે નહીં જવા દે. તે તેમને સાચો માર્ગ બતાવશે તથા તેમની દશા સુધારશે" (૪૭–૪, ૫).

આ સિદ્ધાંત અનુસાર મહંમદ સાહેબ લડાઈના કેદીઓને કાંઈ પણ બદલો કે જામીન લીધા વિના ઉપકાર કરવા ખાતર છોડી દેતા હતા અને ક્યાંક ક્યાંક કાંઈક નુકસાની લઈને છોડી દેતા હતા. બદ્રની લડાઈમાં સિત્તેર કેદીઓને કાંઈક લઈને મુક્ત કર્યાં હતા. જેઓ ગરીબ શિક્ષિત કેદીઓ હતા તેમને એવી આજ્ઞા અપાઈ હતી કે તેઓએ મદીનાના દસ દસ ભાઈઓને અક્ષરજ્ઞાન આપીને ઘેર જવું. એક વાર એમણે બની મુસ્તલિક કબીલાના સો પરિવારોને તથા બીજી વાર હવાજીન કબીલાના છ હજાર કેદીઓને કાંઈ લીધા વિના છોડી દીધા હતા. ગુલામ રાખવાની જૂની પ્રથા આથી ઘણી ઓછી થવા લાગી.

### ધર્મપ્રચારની રીત

"અને હે મહંમદ! જ્યારે તમે લોકોને સન્માર્ગે ચાલવા કહો છો ત્યારે તેઓ તમારું સાંભળતા નથી; તમે જુઓ છો કે તે તમારી તરફ જોઈ રહ્યા છે પણ તેઓ દેખતા નથી.

"તો એમને માફ કરો, એમને ભલાં કામો કરવાનું કહો અને જ્યાં જે ન સમજે તેને છોડી દો,

"અને જો શેતાન તમને ક્રોધિત કરવા લાગે તો ઈશ્વરને શરણે જાઓ, ઈશ્વર સર્વ સાભળે તથા જાણે છે,

"જ્યારે જ્યારે શેતાન ગુસ્સાની કે બદલો લેવાની ભાવનાને ઉશ્કેરે છે ત્યારે ત્યારે જે લોકો એવી બૂરાઈઓથી બચે છે અને સાવધ રહે છે તેઓ જ દેખી શકે છે" (૭-૧૯૮ થી ૨૦૧)

"અને જો લડાઈના સમયમાયે એ લોકો કે જે એક ઈશ્વરની સાથે બીજાને જોડે છે તેઓમાથી કોઈ તમારે આશરે આવે તો તેને રક્ષણ આપજો, અને ઈશ્વરની વાતો સભળાવજો. તોપણ જો તેમા વિશ્વાસ ન રાખતો થાય તો તેને તેના રક્ષિત સ્થળ સુંધી પહોચાડી દેજો કારણ કે તે અણસમજુ છે" (૯-૬)

"અને હે મહમદ! જો તેઓ તમને મિથ્યા ગણે તો તેમને કહી દેજો કે તમને તમારા કર્મના ફળ મળશે ને મને મારા કર્મના ફળ મળશે, ન તમે મારાં કૃત્યો માટે કે ન હુ તમારા કૃત્યો માટે જવાબદાર છીએ

"એમાના કેટલાક તમારી વાતને સાંભળે છે, પણ બહેરાઓને અથવા સાભળવાની અનિચ્છાવાળાઓને કેમ સભળાવી શકશો?

"કોઈક તમારી તરફ જુએ છે પણ જેઓ આધળા છે અથવા દેખવા નથી ઇચ્છતા તેમને તમે જોવડાવી શકશો?

"ખરેખર ઈશ્વર મનુષ્યો ઉપર કોઈ પણ પ્રકારનો જુલમ નથી કરતો, મનુષ્ય પોતા ઉપર જ દુખ (જુલમ) આણે છે" (૧૦-૪૧થી ૪૪)

"મનુષ્યોને ચતુરાઈથી તથા મીઠાશથી સમજાવીને પાલનહારને રસ્તે લાવો; એમની સાથે ચર્ચા કરો તો મીઠાશથી કરો.

ખરેખર જેઓ રસ્તો ભૂલેલા છે તેમને તથા ખરે માર્ગે ચાલે છે તેમને બન્નેને ઈશ્વર બરાબર ઓળખે છે

"અને જો તેમની તીખી વાતનો ઉત્તર આપો તો વધારેમાં વધારે તેટલી જ કડક ભાષામાં આપો પરન્તુ જો તમે એમની આકરી ભાષાને બરદાસ્ત કરી લો તો ખમી ખાનાર માટે સારાં ફળ નિર્માયાં હોય છે

"તેથી તમે સબૂરી કરો, ઈશ્વરના આશીર્વાદ વિના તેમ કરવું મુશ્કેલ છે, અને તે માટે ઉદ્વિગ્ન ન રહો અને તેઓ જે યુક્તિઓ તમારા વિરુદ્ધની યોજે છે તેથી ક્લેશ ન પામો

"ખરેખર ઈશ્વર તેને સાથ દે છે જેઓ બૂરાઈથી બચે છે ને ભલાં કામો કરે છે" (૧૬–૧૨૫ થી ૧૨૮)

સદાચાર

"અને તમારા નિયંતાની આજ્ઞા છે કે તમે તેના સિવાય બીજા કોઈની પૂજા ન કરો અને પોતાનાં માબાપ સાથે સદાચારથી વર્તો જો તેમાંથી કોઈ એક કે બન્ને બુઢ્ઢાં થઈ જાય તો તેમને લેશ પણ માઠું ન લાગવા દો, તેમને કોઈ આકરી વાત ન કહો, એમની સાથે વાતચીત કરો તો પ્રેમથી અને નમ્રતાથી કરો, એમની પાસે વિવેકપૂર્વક રહો, એમના પ્રત્યે સદ્‌ભાવના રાખો તથા ઈશ્વર પાસે માગો—'હે ભગવાન, એમના ઉપર દયા વરસાવ કારણ કે, એમણે મને નાનેથી મોટો કર્યો છે'

"ઈશ્વર સારી પેઠે જાણે છે કે તમારા મનમાં શું છે, જો તમે ભલાઈ કરશો તો જેઓ ઈશ્વર તરફ વળેલા છે તેમના દોષો ઈશ્વર માફ કરી દે છે

"પોતાના સબંધીઓનો હક મારો નહીં, ગરીબોને તથા પરદેશીઓને દાન દો, પોતાની મતાને બરબાદ ન કરો" (૧૭–૨૩ થી ૨૬)

"અને ગરીબીના ડરથી પોતાનાં સતાનોનો સહાર ન કરો, ઈશ્વર એમને તથા તમને આવાનું આપે છે, પોતાની સંતતિ મારી નાખવી એ મહાપાપ છે

"વ્યભિચારથી દૂર રહો, ખરેખર તે માર્ગ ગદો તથા ખોટો છે.

"કોઈ અનાથના ધનની ઇચ્છા માત્ર ન રાખો, સિવાય કે તે જો સગીર હોય અને તેના માલનુ તમે રક્ષણુ કરવા ઇચ્છતા હો, આપેલ વાયદાઓ પાળો, તમને આખરે પૂછવામાં આવશે કે તમે વચન પાળ્યુ હતું કે નહીં

"જ્યારે કોઈ ને કોઈ પણુ ચીજ માપીને આપો તો બરાબર માપજો, તોળીને આપો તો ત્રાજવુ ને કાટલાં સાચા રાખજો, આ જ સદાચાર છે અને છેવટે તેથી જ તમારુ ભલુ થવાનું છે

"જે વાતનુ તમને પૂરુ જ્ઞાન નથી તેને પકડી ન રાખો (એટલે કે જેને વિષે તમને પૂરી માહિતી નથી તે અગે કોઈના ઉપર આક્ષેપ ન કરો) ખરેખર તમારા કાન, આખ અને હૃદય સૌને પૂછવામા આવશે કે તેમણે કેવા કેવા અને કયા કયા ભલા બૂરા કર્મો કર્યા હતા

"આ સસારમા કોઈથી અકડીને ન ચાલો, કારણુ કે તમે પૃથ્વી વીંધી શકતા નથી કે નથી તમે પર્વત જેટલા ઊંચા. આમ કરવુ તે પાપ છે આ જ સાચુ જ્ઞાન ઈશ્વરે તમને તમારા શ્રેય માટે આપ્યુ છે" (૧૭–૩૧, ૩૨,૩૪ થી ૩૯)

"મનુષ્યના ખૂનને માટે અથવા આ દુનિયામા ઝઘડાઓ પેદા કરવાની સજારૂપે કોઈની કતલ કરવામા આવે તે સિવાય જો કોઈ કોઈનો જીવ લેશે તો તે આખી માનવજાતનો હત્યારો

ગણાશે અને જે કોઈ માઈ પણ એકનો જીવ ઉગારશે તેણે સૌ મનુષ્યનો જીવ બચાવ્યો એમ ગણાશે " (૫-૩૨)

"લોકોને કહો કે આવો હું તમને દાખવું કે ઈશ્વરે કઈ કઈ વસ્તુઓની મનાઈ કરી છે—અલ્લાહની સાથે બીજા કોઈને ભેળવો નહીં (એટલે કે બીજા કોઈની પૂજા ન કરો) પોતાના માબાપની સેવા કરો, ગરીબીને કારણે પોતાની સંતતિની હત્યા ન કરો, અલ્લાહ તમને, અને તેમને ખાવાનું આપે છે, ઉઘાડા કે છૂપા કાયિક કે માનસિક વ્યભિચારમાત્રથી છેટા રહો માત્ર ન્યાયના કારણ સિવાય બીજા કોઈનો જીવ ન લો, આ સર્વ ઈશ્વરના આદેશ છે તેને તમે સમજો.

"અને કોઈ અનાથના માલ ઉપર હાથ ન નાખો માત્ર તમે તેની સગીર અવસ્થામાં તેના ભલા ખાતર તેના માલના રક્ષણની ખાતર તેનો કબજો રાખી શકો છો જે વસ્તુ માપો કે તોળો તે બરાબર માપજો—તોળજો ઈશ્વરે કોઈને એવું કામ નથી સોંપ્યું કે જે તે પૂરું ન કરી શકે અને જ્યારે બોલો ત્યારે સાચું બોલજો, ભલે તે તમારા સગાંધીની વિરુદ્ધ જતું હોય, ઈશ્વરની આજ્ઞા માનો આ જ એનો આદેશ છે તે ધ્યાનમાં રાખો

"આ જ ઈશ્વરનો ચીંધેલ માર્ગ છે આ જ સીધો રસ્તો છે, એના ઉપર જ ચાલો, અવળે રસ્તે ન ચાલો કારણ કે તે તમને પ્રભુમાર્ગથી દૂર દૂર લઈ જશે આ જ ઈશ્વરનો આદેશ છે જેથી તમે દુષ્કર્મોથી બચી શકશો" (૬-૧૫૨ થી ૧૫૪)

"સત્યને અસત્યથી ન ઢાંકો, જે વાત સાચી છે તેને ન છુપાવો

"ઈશ્વરની કૃપા યાચો, ગરીબોને દાન આપો, ઈશ્વરને નમવાવાળાને નમો

"શુ તમે બીજાને ભલા મનવાનો ઉપદેશ આપશો, કુરાનનુ પારાયણ કરશો અને પોતાને જોશો નહીં શુ તમને સૂઝમૂઝ નથી?

"સહનશીલતા અને પ્રાર્થના દ્વારા ઈશ્વરની મદદ માગો જેઓ નમ્રતા અને દીનતા રાખે છે તથા જેઓ જાણે છે કે તેમને છેવટે ઈશ્વર સમક્ષ હાજર થવુ પડશે એ સિવાયના મનુષ્યો માટે આખરે કાળ કપરો આવશે" (૨-૪૨ થી ૪૬)

"અન્યાયથી કોઈનો માલ હડપવાનો પ્રયત્ન ન કરો તથા કચેરીઓમા પૈસાને બળે અધિકારીઓને પોતાના પક્ષમા લેવાની કોશિશ ન કરો અને એવુ ન કરો જેથી તમે અધર્મથી કોઈના માલમાથી કાઈ ભાગ પડાવો" (૨-૧૮૮)

"ઈશ્વરના કાર્યોમા પોતાનું ધન વાવરો પોતાને હાથે પોતાને ખુવાર ન કરો, બીજાઓનુ ભલુ કરો ખરેખર ઈશ્વર તેને જ ચાહે છે જે બીજા ઉપર ઉપકાર કરે છે" (૨ ૧૯૫)

"લોકો તમને વ્યસન તથા જુગટા માટે પૂછરો કહી દેજો કે આ બને વસ્તુ પાપમૂલક છે, કોઈકને તેથી ફાયદો થતો હશે પણ એનું પાપ લાભ કરતા અનેકગણુ છે " (૨-૨૧૯)

"વ્યસન તથા ધૃત દ્વારા શેતાન તમને એકબીજાને લડાવવા તથા તમારામા ઘૃણા ફેલાવવા ઇચ્છે છે જેથી તમે ઈશ્વરથી દૂર રહો તેનાથી ચેતીને ચાલો" (૫-૯૧)

"તમે કોઈને દાન દઈ તેને નુકસાન પહોચાડો તેના કરતા લોકો સાથે પ્રેમથી બોલો તથા તેમની ભૂલોને માફ કરો તે વધારે સારુ છે ઈશ્વર સર્વને સભાળનાર તથા દયાળુ છે હે શ્રદ્ધાળુઓ! જેને દાન આપો તેનુ અહિત કરીને કે તેને ત્રાસ આપીને દાનને વ્યર્થ ન બનાવી દો તે માણસની પેઠે કે જે દેખાવ ખાતર દાન આપે છે તથા ઈશ્વર ઉપર

અને છેવટના ન્યાયદિન કે જ્યારે પોતાના કર્મફળો ભોગવવા પડશે તેના ઉપર વિશ્વાસ રાખતો નથી" (૨–૨૬૩, ૨૬૪)

'હે શ્રદ્ધાળુઓ! પોતાની સાચી કમાઈના શુદ્ધ ભાગ માંથી દાન આપો – એવી વસ્તુઓમાંથી કે જે ઈશ્વરે તમને જમીનમાંથી ઉત્પન્ન કરી દીધી છે તમે ફરી ફરી દાન કરી શકો તે હેતુથી તમે હરામની કમાઈ તરફ દૃષ્ટિ ન દોડાવો (૨–૨૬૭)

'જો તમે જાહેર રીતે દાન કરી શકો તો સારુ છે પણ જો તમે ગુપ્ત રીતે ગરીબોને દાનઆપો તો તે વધારે સારુ છે, આમ કરવાથી તમારા બૂરા કાર્યો ઓસરતા જાય છે, તમે જે કરો છો તેની જાણુ ઈશ્વરને છે" (૨–૨૭૧)

"ઈશ્વર વ્યાજખોરોને બરકત નથી આપતો " (૨–૨૭૬)

"હે શ્રદ્ધાળુઓ – ભક્તો! વ્યાજ ન લો, ધન ઉપર ધન ન વધારો, ઈશ્વરની આજ્ઞાનુ પાલન કરો જેથી તમારુ ભલુ થાય" (૩–૧૨૯)

"કોઈનો દ્વેષ કરવો ખરાબ છે, ઈશ્વર તમને આ બૂરાઈથી બચાવો" (૧૧૩–૫)

"જે વસ્તુ તમને વહાલી છે તેમાથી તમે ઉદાર હાથે દાન નહીં કરો ત્યા સુધી તમે પોતાનુ શ્રેય સાધી શક્તા નથી જે દાન આપો છો તે ઈશ્વરની જાણમા છે" (૩–૯૧)

"જેઓ અમીરીમા ને ગરીબીમા બન્ને દશાઓમા છૂટે હાથે દાન દે છે, ક્રોધને વશમા રાખે છે તથા બીજાઓના ગુનાઓને માફ કરી દે છે તેવાઓ માટે સ્વર્ગ સરજાયુ છે ઈશ્વર તેને જ ચાહે છે જે બીજાનુ ભલુ કરે છે" (૩–૧૩૩)

"જેઓ અન્યાયથી અનાથોની મિલકત પચાવી પાડે છે તેઓ સાચેસાચ પોતાના પેટમા આગ હાલવે છે, એમને બળતી આગમાં જ હોમાવુ પડશે" (૪–૧૦).

"ઈશ્વિર ઇચ્છે છે કે તમારા ઉપર તે દયા કરે, પણ જેઓ વાસનાબદ્ધ છે તેઓ ઇચ્છે છે કે તમે ઈશ્વરથી દૂર રહો" (૪–૨૭).

"ઈશ્વરે તમારામાંથી કોઈને વધારે મિલકત આપી હોય તો તમે તેની ઈર્ષ્યા ન કરો. દરેક સ્ત્રીપુરુષને ન્યાયપુરઃસરની કમાઈ જરૂર મળશે, ઈશ્વરની પ્રાર્થના કરો કે તમારી કમાઈ સવાઈ થતી રહે. ઈશ્વર સર્વજ્ઞ છે" (૪–૩૨).

"ઈશ્વરને ભજો, એની સાથે બીજા કોઈને ન જોડો. પોતાનાં માબાપ સાથે, સગાંવહાલા સાથે, અનાથો તથા ગરીબો સાથે, પોતાના આપ્ત તથા ઇતર પડોશીઓ સાથે, રસ્તે ચાલનારા સાથે, પ્રવાસીઓ સાથે, તમારા આશ્રિતો સાથે, સૌની સાથે, ભલાઈથી વર્તો તથા નરમાઈ રાખો, ખરેખર ઈશ્વર ઘમંડીઓને તથા આપવડાઈ કરવાવાળાઓને નથી ચાહતો" (૪–૩૬).

"હે ભક્તો! સદૈવ ન્યાયી બનો, અને ઈશ્વરને નામે સાચી સાક્ષી પુરાવો. ભલે તે તમારી, તમારા માબાપની કે કોઈ નજીકનાં સગાંની વિરુદ્ધ જતી હોય આમાં અમીર ગરીબનો વિચાર ન કરો..." (૪–૧૩૫)

"હે શ્રદ્ધાળુઓ! ઈશ્વરને નામે સદા સત્યને અનુસરો. સાચી સાક્ષી પુરાવો. કોઈના પ્રત્યે ઘૃણા હોય પણ તેને અન્યાય ન કરો, સૌની સાથે ન્યાયથી વર્તો. આ સદાચાર પવિત્ર જીવનનુ અગ છે ઈશ્વરનો વિચાર દૃષ્ટિ સમક્ષ રાખો. તે ને સર્વજ્ઞ છે તેથી તમે શું કરો છો તે તે જાણે છે" (૫–૮).

"હે ભક્તો! જ્યા સુધી તમે કાબાની યાત્રામાં છો ત્યા સુધી કોઈ પણ પશુનો શિકાર ના કરશો .." (૫-૯૫)

"અને જ્યારે આ આરબોમાથી કોઈને ત્યા પુત્રી જન્મે ત્યારે તેનુ મોઢુ કાળુ પડી જાય છે, તેને ક્રોધ ચઢે છે, તે પુત્રીજન્મને એટલી બધી ખરાબ વસ્તુ માને છે કે તે પોતાનુ મોઢુ કોઈને દેખાડતો નથી તેના મનમા તર્કવિતર્ક થવા લાગે છે કે શુ આ છોકરીને જીવવા દઈને કલક સહન કરૂ કે એને જીવતી દાટી દઉં ખરેખર આ વિચારો દુષ્ટ છે" (૧૬-૫૮, ૫૯).

"તેઓ ઈશ્વરના કૃપાપાત્ર બને છે જેઓ બીજાઓ પ્રત્યે ભલાઈ કરે છે" (૭-૫૬)

"હે વિશ્વાસુઓ! એ નિર્વિવાદ વાત છે કે કેટલાક ધર્મ-ગુરુઓ તથા મહતો ભક્તોનુ ધન હડપી જાય છે અને ઈશ્વરના સાચા માર્ગથી અવળા ફટાવે છે જેઓ ચાદી સોનુ એકઠુ કરશે ને ઈશ્વરના કાર્યોમા તેને નહીં વાપરે તેમને ભારે દડ થશે" (૯-૩૪)

"જેઓ સહનશીલ બનશે તથા ભલા કામ કરશે તેને ઈશ્વર ક્ષમા આપશે તથા તેને સારો બદલો મળશે" (૧૧-૧૧)

"ઈશ્વરનો આદેશ છે કે બીજાની સાથે ન્યાયથી વર્તો, બીજા પ્રત્યે ભલાઈ કરો, પડોશીઓને દાન આપો, અનિષ્ટ તથા પાપકર્મો ન કરો તથા એકબીજા સાથે ઝઘડો ન કરો. આ વાતોનુ ધ્યાન રાખો . અને એ સ્ત્રીની માફક કામ ન કરો કે જે પાકુ સૂતર કાતે છે, ગૃચ પાડે છે તથા તેના ટુકડા કરી દે છે લોકો સોગદોનો ઉપયોગ વિશ્વાસઘાત કરવામાં કરે છે કારણ કે એક દળ બીજા કરતા સખ્યામા વધારે છે. ઈશ્વર તમારી આ રીતે પરીક્ષા કરે છે . સોગદને

વિશ્વાસઘાતનુ સાધન ન બનાવો. આનો ભારે દંડ તમને મળશે" (૧૬-૯૦ થી ૯૪)

"ધનદોલત તથા સતતિ આ દુનિયાના શણગાર છે પરતુ સત્કર્મો સ્થાયી છે. તમને તમારા શુભ કાર્યોના જ સારા ફળો પાલનહાર આપશે પોતાની ઉન્નતિ ભલા કામોથી સધાશે" (૧૮-૪૬)

"જે પશુઓને યજ્ઞાર્થે વધેરવામા આવે છે તેમનુ માસ કે લોહી ઈશ્વરને પહોચતુ નથી ઈશ્વર તો તમે ખરાબ કામોથી બચતા રહો તે જ ઇચ્છે છે.." (૨૨-૩૭)

"વ્યભિચારી સ્ત્રીને કે પુરુષને સો ફટકાની સજા કરવી જોઈએ તેમના ઉપર દયા ન ખાવી જોઈએ અને ઈશ્વરની આજ્ઞાનો ભગ ન કરવો જોઈએ"* . (૨૪-૨)

"દયાળુ ઈશ્વરના સાચા ભક્તો દીનતા ધારીને દુનિયામાં રહે છે, અજ્ઞાનીઓ તેમને આડુંઅવળુ સભળાવે છે ત્યારે તેઓ ઉત્તરમા 'નમન' કરે છે" (૨૫-૬૩)

"લુકમાને પોતાના દીકરાને કહ્યુ, હે બેટા! ઈશ્વરની કૃપા યાચતો રહે, સત્કર્મો પ્રત્યે લોકોને વાળતો રહે અને ખરાબ કામોથી રોકતો રહે, જે કોઈ આફતો તારા ઉપર આવે તેને ધીરજથી સહી લેજે, સાચેમાચ ઈશ્વરનો આ પાકો આદેશ છે

---

* વ્યભિચાર (ઝિના) નો અર્થ એવો છે કે પોતાની પરિણીત સ્ત્રી સિવાયની બીજી સ્ત્રી તરફ કુદૃષ્ટિ કરવી. હદીસો (પુરાણો) મા ઉલ્લેખ છે કે મહમદ સાહેબ પછીના બીજા ખલીફ ઉમર સાહેબના સમયમા ઉમર સાહેબના એક દીકરા ઉમર વ્યભિચારનો ગુનો સાબિત થયો. ઉમર સાહેબે ઉપરના શ્લોક પ્રમાણે સો ફટકા મારવાનો હુકમ આપ્યો પૂરા સો ફટકા ખાતા પહેલા જ છોકરો મરી ગયો એને દાટવામા આવ્યો, બાકી રહેલા ફટકાઓ તેના બાપના હુકમ પ્રમાણે તેની કબર ઉપર મારવામા આવ્યા. આ રીતે ઈશ્વરની આજ્ઞાનુ પૂરુ પાલન થયુ

"કોઈને પોતાથી નાનો માની તેની અવગણના ન કરીશ; દુનિયામા અકડીને ન ચાલીશ ખરેખર ઈશ્વર કોઈ પણ ઘમડીને કે ડિંગ હાકવાવાળાને ચાહતો નથી

"આ દુનિયામા ભનાઈનો વ્યવહાર રાખજે, સચ્ચાઈથી રહેજે અને જ્યારે બોલે ત્યારે ધીમા સાદે બોલજે, ગધેડાની માફક ભૂકનારને પરમાત્મા પસદ કરતો નથી" (૩૧–૧૭થી ૧૯)

"શુ ઈશ્વર એવાઓને મુક્ત કરશે કે જેઓ માત્ર કહેશે કે અમે ધર્માવલબીઓ છીએ ? ! શુ તેમના કામોનો હિસાબ નહીં થાય ? બૂરા . કામ કરનારા શુ એમ માને કે તેઓ બચી જશે ? ! તેઓ એવુ ધારતા હોય તો મિથ્યા છે ખરેખર જેઓ ઉપદેશ અનુસાર વર્તશે સત્કર્મો કરશે તેમને જ સત્પુરુષોની પક્તિમા બેસાડવામ આવશે" (૨૯–૨, ૪, ૯)

"મનુષ્યને મારો (અલ્લાહનો) આદેશ છે કે તે પોતાન માબાપ પ્રત્યે ભનાઇનો વ્યવહાર કરે. કેટલા કષ્ટો વેઠી તેન મા તેને ઉદરમા રાખે છે, જન્માવે છે, તેને ધવરાવે તથ પોષે છે અઢી વરસ આ રીતે વીતે છે છોકરો પુખ્ત થત થતા ચાલીસ વર્ષનો થાય છે તો તે ઈશ્વરની પ્રાર્થના કરે હે ભગવાન ! તુ મને એવો લાયક બનાવ કે જેથી તેં જે મને ને મારા માબાપને આપ્યુ છે તેનો હુ કૃતજ્ઞતાપૂર્વક સ્વીકાર કરુ, હુ સત્કર્મ કરી શકુ જેથી તુ પ્રસન્ન થાય, મારા સતાનો-નુ ભલુ કર, સાચે જ હુ તારો આશ્રય ઇચ્છુ છુ, અને તારી આજ્ઞાને અધીન વર્તુ છુ" (૪૬–૧૫)

"હે ભક્તો ! કોઈ પુરુષે બીજાને હસી ન કાઢવો, સભવ છે કે તે હસી કાઢનાર કરતા વધારે સારો હોય, કોઈ સ્ત્રીએ બીજી સ્ત્રીને હસી ન કાઢવી, સભવ છે કે બીજી સ્ત્રી તેના કરતા વધારે સારી હોય એકમેકના દોષ ન કાઢો કે ન

એકમેકને ખરાબ નામે બોલાવો શ્રદ્ધાળુઓને તેની મનાઈ છે, જેઓ આનુ ઉલ્લંઘન કરશે તે પોતા ઉપર દુખ વહોરી લેશે

"હે શ્રદ્ધાળુઓ! બીજાઓ ઉપર શક ન કરો, શક કરવી એ ક્યારેક ક્યારેક દોષ મનાય છે બીજાઓના દોષો શોધતા ન ફરો, પીઠ પાછળ કોઈની બૂરાઈ ન કરો પીઠ પાછળ બૂરાઈ કરવી એ પોતાના મૃત ભાઈનુ માસ ખાવા બરાબર છે શુ તમારામાથી કોઈ આ પસદ કરશે? ના, તમે આને અનિષ્ટ સમજો છો તેથી ઈશ્વરનુ સ્મરણ કરો, એ જ તમારા તરફ પ્રેમ તથા દયા દર્શાવનાર છે

"હે માનવો! ખરેખર ઈશ્વરે તમને સ્ત્રી પુરુષથી જન્મા વ્યા છે અને તમારા પરિવારો બના યા છે કે જેથી તમે એકમેકને ઓળખી શકો ઈશ્વરની નજરમા એ માણસની આબરૂ વધારે છે કે જે ખરાબ કામોથી વધુ ને વધુ બચતો રહે છે ખરેખર ઈશ્વર સર્વ કાઈ જાણે છે" (૪૯–૧૧ થી ૧૩)

"કારણ કે તમને જે ન મળ્યુ હોય તેથી દુખ ન પામો, ને જે કાઈ મળ્યુ છે તેથી હર્ષ ન પામો[1] ઈશ્વર કોઈ પણ ઘમડીને કે ડિંગ હાકનારને ચાહતો નથી" (૫૭–૨૩)

"જે દુષ્કર્મ કરે છે તેનો પોતાનો આત્મા તેને ધિક્કારે છે." (૭૫–૨)

"સ્વર્ગ તેઓને મળે છે જેઓ પોતાના પાલનહારનો ડર રાખે છે અને પોતાની ઇચ્છાઓને વશમા રાખે છે"[2] (૭૯–૪૦–૪૧)

---

૧ પ્રિય પામી સુખ માનતો નથી અપ્રિય પામી દુખ માનતો નથી. (ગીતા ૫–૨૦)

૨ ઇચ્છાનો નિરોધ એજ તપ છે — જૈન તત્ત્વાર્થ સૂત્ર

એક વાર અબ્દુલ્લાહ નામનો આંધળો મહંમદ સાહેબ પાસે ગયો અને કાંઈક પૂછવા લાગ્યો. તે વેળા મહંમદ સાહેબ કુરેશના સરદારો સાથે વાતચીત કરતા હતા. તેઓને આ પસંદ ન પડ્યું. તેથી તેમણે એ આંધળા તરફની પોતાની દૃષ્ટિ બીજી બાજુ કરી. આ ઉપરથી કુરાનમાં નીચેની આયતો આવી :

"તમે (મહમદ સાહેબે) નારાજ થઈને પોતાની દૃષ્ટિ બીજી દિશામાં વાળી હતી કેમ કે એક આંધળો તમારી પાસે આવ્યો હતો. તમને કેવી રીતે સમજાય કે એ પોતાની જાતને પોતે પવિત્ર કરી શકશે; તમારાં વચનો સાંભળીને તે સુખી થશે? અને જેઓને તમારી જરૂર નથી તેની સાથે તમે વાતો કરો છો; તેઓ પવિત્ર ન થઈ શકે તો તેમાં તમારો વાંક નથી; પરંતુ જે પરિશ્રમ કરીને તમારી પાસે આવે છે, જેને પ્રભુનો ડર છે, શુ તેના તરફથી તમે તમારું મોઢું ફેરવી લેશો? ના! તમારી મોટાઈ તેને મળવામાં જ રહેલી છે" (૮૦–૧ થી ૧૧).

"વિશેષ સંપત્તિ તમને ઈશ્વરથી વિમુખ કરે છે,* એટલે સુધી કે તમે મોતના મોઢામાં જઈ પડો છો, ના, તમને જલદીથી સમજાશે; ના, ના, તમને ખબર પડી જશે. ના, તમારામાં સાચી સૂઝબૂઝ હોત તો તમને તમારાં કર્મોનું ફળ નરક દેખાત અને તમને તેની ખાતરી થાત. છેવટના દિને તમને પૂછવામાં આવશે કે ઈશ્વરે આપેલ વસ્તુનો શો ઉપયોગ કર્યો." (૧૦૨–૧ થી ૮)

"તેઓનો નાશ થશે જેઓ અધર્મથી વર્તે છે. જેઓ બીજા પાસેથી માલ લે છે તો પૂરો લે છે, પણ જ્યારે બીજાને આપે કે બીજા માટે તોલે છે ત્યારે ઓછો આપે છે" (૮૩–૧ થી ૩)

---

* સત્ય સુવર્ણના ઢાંકણાથી ઢંકાયેલુ છે. — ઉપનિષદ

"ઈશ્વરે માપ ને તોલ એ મારે બનાવ્યા છે કે તમે સૌની સાથે ન્યાયસંગત વ્યવહાર કરો, અન્યાય ન કરો તથા કોઈના હક ઉપર તરાપ ન મારો" (૫૫–૭ થી ૯).

"મનુષ્યોને ઈશ્વરે બે રસ્તા સ્પષ્ટ રીતે બતાવ્યા છે. એક જમણા હાથનો માર્ગ જે પર્વતના ચઢાણ જેટલો કઠણ છે, બીજો ડાબા હાથનો કે જે પર્વતના ઉતાર સમાન સહેલો છે પણ મનુષ્ય ચઢાણથી બચવા માગે છે. તમે કેવી રીતે જાણશો કે આ ચઢાણનો માર્ગ તે શું છે? તે રસ્તો એટલે ગુલામોને આઝાદ કરવાનો,* અકાળમાં પોતાના સગાસબંધીઓને તથા ધૂળમાં લોટતા ગરીબોને અન્ન આપવાનો; જે આ રીતે વર્તે છે તે ખરો ધર્મનિષ્ઠ (મોમીન) કહેવાય છે. એવા લોકો જ એકબીજાને ધૈર્યની તથા દયા કરવાની સલાહ આપે છે. આ લોકો જ જમણા માર્ગે જવાવાળા હોય છે આથી વિપરીત જેઓ અમારુ કહ્યું નથી માનતા તેઓ ડાબા હાથવાળા રસ્તે જનારા છે ને તેમના ઉપર આગ વરસે છે" (૯૦–૧૦ થી ૨૦)

"કોઈ અનાથને દુખ ન દો, ભિક્ષાર્થી ઉપર ગુસ્સો ન કરો અને સૌને પરમેશ્વરે આપેલ કૃપાવસ્તુઓનો શુભસંદેશ સુણાવો (૯૩–૯ થી ૧૧)

---

* ગુલામીની પ્રથા લગભગ બધા પ્રાચીન દેશોમા હતી રોમમા આનો પ્રસાર વધારે હતો અને ત્યા એણે ભયકર રૂપ ધાર્યું હતુ રોમમા જેટલો કેર ગુલામો ઉપર વર્તાવવામા આવતો હતો તેટલો બીજે ક્યાય ન હતો. યુરોપમા તથા અમેરિકામા આ જગલી રિવાજ અઢારમી સદી સુધી ચાલુ હતો. કુરાને આ જૂના રિવાજને ઘણો ઓછો કર્યો, યુદ્ધના કેદીઓને યુદ્ધ પછી રાખવાનુ બંધ કરવામા આવ્યું. (૪૭-૪) અને "ગુલામોને આઝાદ કરવાનું" ઘણી આયતોમાં મહાપુણ્યકાર્ય લેખવામા આવ્યુ છે (૯૦–૧૩ વગેરે)

મહમદ સાહેબને પોતાના જીવનકાળમા જેટલા ગુલામો મળ્યા તે સર્વને કુરાનની આ આજ્ઞા પ્રમાણે તત્કાળ મુક્ત કરવામા આવ્યા હતા—'ધી હોલી કુરાન,' લે૦ મહમદઅલી, પૃ. ૧૧૯૨

"સમયની બલિહારી નિહાળો! જેઓ મારી વાત ઉપર વિશ્વાસ રાખે છે, સત્કાર્ય કરે છે, બીજાઓને સત્યનો ને ધૈર્યનો માર્ગ બતાવે છે તેમના સિવાયના બીજા સૌ નુકસાન વેઠશે" (૧૦૩–૧થી૩)

"મનુષ્યોને આ આદેશ આપવામાં આવ્યો છે – પવિત્ર મને પ્રભુનું ધ્યાન ધરો, સત્યપરાયણ તથા ધર્મપ્રિય બનો, ઈશ્વરની આશિષ પ્રાર્થતા રહો તથા ગરીબોને દાન દેતા રહો; આ જ સાચો ધર્મ (દીનુલકય્યમહ) છે" (૯૮–૫).

"શું તમને ખબર છે કે ધર્મને ખોટો બતાવનાર કોણ છે? એવા માણસો તો એઓ છે કે જેઓ અનાથોને સતાવે છે અને જેઓ ગરીબોને સતાવે છે અને જેઓ ગરીબોને અન્નદાન દેવા ઉપર ભાર નથી મૂકતા. આવા લોકો જ્યારે નમાજ પઢે છે ત્યારે તેમના ઉપર દયા છૂટે છે. કારણ કે તેઓ નિમાજનો ધર્મ સમજતા નથી; તેઓ માત્ર બાહ્ય દેખાવ કરે છે ને દાનપુણ્યમાં પાછા પડે છે" (૧૦૭–૧થી ૭).

### બૂરાઈનો બદલો ભલાઈ

"લોકોને આદમના બન્ને દીકરાઓની વાત સાચેસાચી સંભળાવો. આ બન્નેએ ઈશ્વરની ઉપાસના (કુરબાની*) કરી; પરન્તુ ઈશ્વરે એકની ઉપાસના સ્વીકારી, બીજાની નહીં. કથા આમ છે – આ બેઉમાંથી એકે કહ્યું કે હું તને સાચે જ મારી નાખીશ. બીજાએ જવાબ આપ્યો, ઈશ્વર તેની જ પ્રાર્થના સ્વીકારશે જે બૂરાં કામોથી બચતો રહેશે. જો તું મને મારવા

* કુરબાની શબ્દ 'કુર્બ' થી થયો છે, જેનો અર્થ 'પાસે હોવું' અથવા 'પાસે જવું' થાય છે. સંસ્કૃત 'યજ્ઞ'નો શાબ્દિક અર્થ 'મળવું' થાય છે. કુરબાની કે યજ્ઞ એ એવાં કામોને કહેવાય છે કે જેથી મનુષ્ય પ્રભુની વધારે નિકટ જાય છે. અથવા ઈશ્વરમય થઈ જાય છે. આ રીતે કુરબાની, ઉપાસના તથા યજ્ઞ એ ત્રણનો શાબ્દિક અર્થ એકસરખો છે.

આગળ વધીશ તોપણ હું તને મારવા તારા તરફ નહીં ધસું. ખરેખર હું એ પ્રભુથી ડરું છું કે જે સૌને પાળેપોષે છે' (ઈશ્વરે આ બીજા છોકરાની ઉપાસના માન્ય રાખી, પહેલાની નહીં) (૫-૨૭, ૨૮).

"(યહૂદીઓના ધર્મગ્રંથ) તૌરેતમાં અમે (ઈશ્વરે) એવો આદેશ દીધો કે તમે જીવને બદલે જીવ, આંખને સાટે આંખ, નાકને બદલે નાક, કાનને બદલે કાન અને દાંતના બદલામાં દાંત લઈ શકો છો; એવી જ રીતે તમને સામો માણસ જેટલી ઈજા પહોંચાડે તેટલી તમે તેને પહોંચાડી શકો છો; પરંતુ જે ક્ષમા આપી શકે અને બદલો ન લે તો તે ઉત્તમ છે. આથી માફ કરવાવાળાના પાપોનું પ્રાયશ્ચિત્ત થઈ જશે[૧]" (૫-૪૫).

". . . તમને ઈશ્વરના પવિત્ર ધામ મસ્જિદમા જતા કોઈકે રોકયા[૨] તેટલા સારુ તમે તેમની સાથે શત્રુતા રાખો છો છતાયે તમે આ દુશ્મનાવટને કારણે મર્યાદાનુ ઉલ્લંઘન ન કરશો. સત્કર્મ કરાવવામાં તથા દુષ્કર્મોથી બચાવવામાં જ મદદરૂપ થાઓ; ખરાબ કામોમાં તથા કોઈને તકલીફ દેવામાં સહાયભૂત ન બનો; ઈશ્વરનો ડર રાખો . . ." (૫-૨).

"હે મહમદ! આમાંના કેટલાક માણસો વિશ્વાસઘાતી નીવડશે (એટલે કે એક વાર તમારી વાત માનીને પાછળથી ફરી જશે), એમને ક્ષમા આપજો તથા જતા કરજો. ખરેખર ઈશ્વરને એ માણસ જ પ્રિય છે કે જે બીજા સાથે ભલાઈ તથા ઉપકાર કરે છે" (૫-૧૩)

---

૧. આ જ વાત ઈશુ ખ્રિસ્તે પણ બાઇબલમા કહી છે.

૨. મક્કાના જે લોકોએ મુસલમાનોને પોતાના ઘરમાંથી કાઢી મૂકયા હતા અને જેમની સાથે મુસલમાનોની લડાઈ ચાલતી હતી એમનો ઉલ્લેખ છે.

"જેઓ ધીરજથી સહન કરે છે, ઈશ્વરને રાજી રાખવા મથે છે, ઈશ્વરે એમને જે આપ્યુ છે તેમાથી ગુપ્ત તથા જાહેર દાન કરે છે, તથા અપકાર કરનાર ઉપર ઉપકાર કરે છે તે માણસને આ દુનિયામા રહેવાને સારુ સ્થાન મળશે" (૧૩–૨૨)

"જો કોઈ તમને રંજાડે તો તમે તેટલા જ પ્રમાણમા તેને દુ ખ દઈ શકો છો, પણ તમે જો ખમી ખાઓ તો સહન કરવાવાળાને વધારે સારુ ફળ મળશે તે માટે સહનશીનતા કેળવો ઈશ્વરની કૃપા વિના ધીરજ નહીં ધરી શકાય બીજાની ચિંતા ન કરો અને એવુ ન વિચારતા રહો કે બીજાઓ તમારે માટે શુ ધારતા હશે ખરેખર ઈશ્વર તેમનો સાથી છે જેઓ બૂરા કામો કરતા નથી, તથા બીજાઓ સાથે ભનાઈથી વર્તે છે" (૧૬–૧૨૬ થી ૧૨૮)

"ખરાબ તથા સારા કર્મો સાથે સાથે નથી થઈ શકતા બૂરાઈનો બદલો ભનાઈથી આપો, આથી દુશ્મન પણ તમારો પાકો મિત્ર બની જશે

"અને જો કોઈ દુષ્ટજન તમારુ નુકસાન કરે તો ઈશ્વરનું શરણ લો ખરેખર ઈશ્વર સર્વ કાંઈ સાભળે તથા જાણે છે" (૪૧–૩૪, ૩૬)

"જો કોઈ તમારી સાથે બૂરાઈ કરે તો તેને પ્રમાણસર જ સજા કરી શકો છો, પણ જે ક્ષમા આપે છે તથા આ રીતે ખરાબ કરનારને સુધારે છે તેને પ્રભુ ઇનામ આપે છે ખરેખર ઈશ્વર જુલમ કરવાવાળાઓને ચાહતો નથી જેના ઉપર જુલમ થાય તે જો સ્વરક્ષણમા કાંઈ કરે તો તે ગુનો નથી ગુનો તો તેઓ કરે છે, જેઓ બીજાઓને દુ ખ દે છે તથા આ દુનિયામાં ધર્મની આજ્ઞાઓ વિરુદ્ધ જઈને ટંટાફિસાદ કરે છે આવા લોકોને ઈશ્વર સખત દંડ દેશે, પન્તુ દુ ખિત જો ધૈર્ય ધારે અને ક્ષમા આપે તો એ કામ એવુ છે કે જે કરવા યોગ્ય છે અને એની જ ભાવના રાખવી જોઈએ" (૪૨–૪૦ થી ૪૩)

"બૂરાઈનો બદલો ભનાઈથી આપો. પ્રભુ સારી પેઠે જાણે છે કે લોકો શુ ઇચ્છે છે" (૨૩–૯૬)

અન્ય કેટલીક આયતો

"તમે ઈશ્વરના અસ્તિત્વનો ઇનકાર કેવી રીતે કરી શકશો? તમે મરી ગયા હતા, અને પ્રભુએ તમને જીવતા કર્યા, તે ફરીથી તમને મારી નાખશે ને જન્માવશે, અને છેવટે તમે તેની પાસે જ જશો" (૨–૨૮)

"ખરેખર ઈશ્વર દાણામાથી તથા ગોટલીમાથી અકુર કાઢે છે, તે મૃતમાથી જીવત અને જીવતામાથી મરેલા બનાવે છે, આ સર્વ ઈશ્વરની જ શક્તિ છે તો તમે કેમ એને માનતા નથી" (૬–૯૬)

"ઈશ્વરે જ તમને જીવન બક્ષ્યુ છે, તે જ તમને મોત આપશે, અને પાછા તે જ તમને જન્માવશે, ખરેખર મનુષ્ય કૃતઘ્ની છે" (૨૨–૬૬)

"હે ભક્તો! ધીરજથી સહન કરો તથા ઈશ્વરની આશિષ માગો, આ રીતે તેની પાસેથી સહાયતા મેળવો ઈશ્વર તેને મદદ કરશે જે સહન કરે છે

"જેઓ ધર્મકાર્યમા માર્યા ગયા તેમને મરી ગયા ન કહો. ના, તેઓ *ચિરજીવ છે જોકે તમે તેમને દેખી શકતા નથી*

"અને આ નિ સદેહ વાત છે કે ભય, ભૂખ, તરસ તથા જાનમાલ ને ફળની હાનિ દ્વારા ભગવાન તમારી કસોટી કરશે, પણ જેઓ ધીરજથી સહન કરે છે તેમને શુભસદેશ સુણાવો

"અને તેઓને શુભસદેશ સુણાવો કે જેઓ મુસીબત સમયે કહે છે કે અમે તો ભગવાનના છીએ અને અમારે છેવટે ઈશ્વર પાસે જ જવુ છે

"તે આવા જ માણુસો છે કે જેના ઉપર ઈશ્વર પ્રસન્ન થાય છે, એઓ જ સન્માર્ગે જનારા છે" (૨–૧૫૩ થી ૧૫૭)

"જેઓ ભક્તો છે તેનો રક્ષક ભગવાન છે; ભગવાન તેમને અંધારામાંથી પ્રકાશમાં લઈ જાય છે"* (૨–૨૫૭).

"આ ધર્મગ્રંથ (કુરાન) દ્વારા ઈશ્વર એ લોકો કે જેઓ ઈશ્વરની ઇચ્છાનુસાર વર્તે છે તેમને શાંતિનો માર્ગ દેખાડે છે; ઈશ્વર તેમને અંધારામાંથી પ્રકાશમાં લઈ જાય છે અને તેમને સીધે માર્ગે દોરે છે" (૫–૧૬).

"ઈશ્વરે આ ગ્રંથ (કુરાન) તમારા (મહંમદ સાહેબના) ઘટમાં ઉતાર્યો છે. આની કેટલીક આયતો નિશ્ચિત આદેશો છે ને તે જ આ ગ્રંથનો પાયો છે; બાકીની આયતો દૃષ્ટાંતરૂપ છે. જેમના દિલમાં વક્રતા છે તેઓ આ દૃષ્ટાંત આયતોને આધારે વર્તે છે અને તેઓ એ દ્વારા લડાઈ ઝઘડાઓ કરવા ઉત્સુક રહે છે; તેઓ પોતાનો ફાવતો અર્થ ઘટાવે છે. પરંતુ એનો અર્થ ઈશ્વર સિવાય બીજા કોઈ જાણતા નથી અને જેઓ પૂરા પંડિતો છે તેઓ વિશ્વાસ રાખે છે કે આ સર્વ આપણા પાલકની કૃપા છે; દૂરદર્શીઓ જ આની પરવાહ કરે છે" (૩–૬).

ખરેખર ઈશ્વર મચ્છર કે તેના કરતાંયે નાના જીવનાં દૃષ્ટાંતો આપવામાં સંકોચ નથી કરતો: જેઓ આમાં શ્રદ્ધા રાખે છે તેઓ સમજાવે છે કે આ ઈશ્વર તરફની સાચી વાત છે; અને જેઓ વિશ્વાસ નથી ધરાવતા તેઓ કહે છે–ઈશ્વર આ દૃષ્ટાંતોથી શું કહેવા માગે છે? આને કારણે કેટલાકો સીધે ને કેટલાકો અવળે રસ્તે જશે પરંતુ ખરાબ કરવાવાળા સિવાય બીજા કોઈ ખોટે રસ્તે નથી જવાના" (૨–૨૬).

"અને જેમની પાસે ધર્મપુસ્તકો છે તેમાંના કેટલાક એવા લોકો છે કે તેમને ધનનો ભંડાર સોંપો તો તેઓ તમને હતો તેવો પાછો આપી દેશે ને કેટલાક એવા છે કે જેમને

* 'ઊંડા અંધારેથી પ્રભુ! પરમ તેજે તું લઈ જા'—ઉપનિષદ: કવિ ન્હાનાલાલ

જો તમે એક દીનાર (સુવર્ણ સિક્કો) રાખવા આપશો તો જ્યા સુધી તમે તે પાછો લેવાનો આગ્રહ નહીં રાખો, તકાજો નહીં કરો, ત્યા સુધી તેઓ તે પાછો આપશે નહીં, આવા લોકો કહે છે કે જેમની પાસે 'ધર્મગ્રથ નથી તેમની સાથે વચન પ્રમાણે ન વર્તીએ તો તેમા પાપ નથી થતુ આવુ બોલનારા ઈશ્વર વિરુદ્ધ અસત્ય ઉચ્ચારે છે

"ના, જે પોતાના વચન પ્રમાણે વર્તે છે ને બૂરા કામો કરતો નથી તે ઈશ્વરને વહાલો છે" (૩–૭૪, ૭૫)

"જેઓ ધર્મકાર્યમા માર્યા જાય છે એને મૃત ન સમજો, તેઓ અમર છે અને એમનો પાલનહાર એમને પોષે છે" (૩–૧૬૮)

"... અને આ દુન્યવી જીવન માયા સિવાય બીજુ શુ છે?" (૩–૧૮૪)

"દુ ખ થાય છે એ માણસ માટે કે જે બીજાનુ બગાડે છે તથા બીજાની અપકીર્તિ કરે છે,

"જે ધન ભેગુ કરે છે અને માને છે કે તેના ખપમા આવશે,

"તે માને છે કે ધન તેને ચિરંજીવ રાખશે,

"ના, તે ખરેખર ભારે આપત્તિમા સપડાશે,

"અને તમને શી ખબર કે મહા આફત શી છે?

"તે ઈશ્વરે પ્રકટાવેલ આગ છે,

"જે પસ્તાવા રૂપે મનુષ્યના હૃદયમા બળતી રહે છે,

"સાચે જ આ અગ્નિ મોટા થાભનાઓ રૂપે એટલે કે એની અતૃપ્ત વાસનાઓ રૂપે તેને ઘેરી લેશે" (૧૦૪–૧થી ૯).

"જાહેર કરો કે મારા પ્રભુએ ગુપ્ત કે જાહેર બદચલનની ના પાડી છે, પાપની મનાઈ કરી છે, તથા સત્યની વિરુદ્ધ જવાનો નિષેધ કર્યો છે ઈશ્વરની સાથે બીજા કોઈને બેસાડવાનો

તમને કાંઈ અધિકાર નથી આપ્યો, અને ઈશ્વર માટે એવી વાત કરોકે જેનું તમને જ્ઞાન નથી તેની પણ મનાઈ છે" (૭–૩૩).

"ખરેખર ઈશ્વરની દયાના પાત્ર એ લોકો છે કે જેઓ બીજાની સાથે ભલાઈ કરે છે" (૭–૫૬).

"જ્યાં સુધી કોઈ કોમ પોતાની દશાને પોતે બદલાવી ન દે ત્યા સુધી ઈશ્વર પોતાની આપેલ ચીજો તે કોમ પાસેથી લઈ નથી લેતો કારણકે તે સર્વ સાંભળે તથા જાણે છે" (૮–૩૫).

"જ્યાં સુધી કોઈ કોમ પોતાની દશા નથી બદલતી ત્યાં સુધી ઈશ્વર તેની હાલત બદલતો નથી" (૧૩–૧૧).

"અને જ્યારે ઈશ્વર કોઈ સ્થળના લોકોની વચ્ચે તેમનાં પાપોથી સાવધાન કરવા માટે કોઈ પયગંબર મોકલે છે ત્યારે એશ-આરામીઓ છડેચોક કહે છે કે અમે તમારી વાત નથી માનતા.

"તેઓ કહે છે કે અમારી પાસે ઘણું ધન છે તથા સંતતિ છે; અમને કોઈ દંડશે નહીં.

"તેમને સુણાવો કે મારો પ્રભુ જેને આપવા ચાહે તેને ઘણું ઘણુ આપે છે ને જેની પાસેથી લઈ લેવા ચાહે તો તેની પાસેથી લઈ પણ લે છે; આ વાત ઘણાને સમજાતી નથી.

"તમારી સંપત્તિ કે સંતતિ તમને પ્રભુની સમીપ નહીં લઈ જાય. ઈશ્વરની નિકટ તો તે જ પહોંચે છે કે જે વાત માને છે ને ભલાં કાર્યો કરે છે" (૩૪–૩૪ થી ૩૭).

"જે કોઈ પરલોકમાં સુખ ઇચ્છે છે તેને તે ત્યાં આપે છે અને જેઓ આ દુનિયામાં સુખ ઇચ્છે છે તેમને અહીં જ આપી દે છે, આ લોકોને પરલોકમાં સુખ પ્રાપ્ત નહીં થાય" (૪૨–૨૦).

"પરંતુ હે મહંમદ! જો લોકો તમારું ન માને તો મેં (ઈશ્વરે) તમને તેના ચોકીદાર બનાવીને નથી મોકલ્યા. તમારું કામ તો સંદેશ સંભળાવવા પૂરતું જ છે" (૪૨–૪૮).

"વિચાર કરો આ દુનિયાનું જીવન શું છે — ખેલકૂદ, નાટક, બીજાની પાસે પોતાની બડાઈ કરવી, ધનદોલત તથા સંતતિ વધારવામાં બીજાઓને પરાસ્ત કરવાનો પ્રયત્ન કરવો — આ જ બસ આ દુનિયાની જિંદગી છે. આ તો એ વરસાદ જેવું છે કે જ્યારે હરિયાળી પથરાઈ, ખેડૂત રાજી થયો; પણ પછીથી તે હરિયાળી સુકાઈ ગઈ ને નષ્ટ થઈ ગઈ. અને પરલોકમાં દુષ્કર્મોની સજા પણ સરજાયલી છે; ઈશ્વરની ક્ષમા પણ છે આ દુન્યવી જીવન માયા માત્ર છે." (૫૭–૨૦)

"હે ભક્તો! તમારામાંથી કેટલાકો માટે સ્ત્રી ને બાળબચ્ચાં દુશ્મન છે તેથી સાવચેત રહો. જો તમે બીજાને માફ કરશો, સહન કરી લેશો, તેને જતો કરશો તો ઈશ્વર ક્ષમાવાન તથા દયાળુ છે.

"તમારાં ઘરબાર ને માલ, બાળબચ્ચાં માત્ર તમારી કસોટી કરવાની વસ્તુઓ છે, ઈશ્વર પાસે તો મોટું ઇનામ છે." (૬૪–૧૪, ૧૫)

"ખરેખર દરેક આપત્તિ સાથે તેનો ઉકેલ પણ છે." (૯૪–૫)

"હે ભક્તો! ઈશ્વરનું રટણ કરો ને તેના પયગંબરનું માનો, ઈશ્વર તમારા ઉપર બેવડી દયા કરશે; એક તો તમારામાં પ્રકાશ પ્રકટાવશે જેથી તમે સીધે રસ્તે જઈ શકો* અને બીજું તમને ક્ષમા બક્ષશે. ઈશ્વર ક્ષમાવાન તથા દયાળુ છે." (૫૭–૨૮)

"ખરેખર તે મનુષ્યનો ઉત્કર્ષ થશે જે પોતાના આત્માને પવિત્ર કરશે;

---

* रंगमहलमें दीप बरत है
आसनसे मत डोल री
तोहे राम मिलेंगे। — કબીર

"જે પ્રભુ સ્મરશે તથા તેની આશિષ માંગશે;
"ના, તમે આ દુન્યવી જીવનને ચાહો છો;
"પણ પરલોકનું જીવન વધારે સારું તથા સ્થાયી છે;
"ખરેખર આવી જ વાતો અગાઉના ગ્રંથોમાં પણ કહેવાઈ છે." (૮૮–૧૪ થી ૧૮).

"હે શાન્ત તથા સંતુષ્ટ આત્મવાળાઓ ! પ્રભુથી રાજી રહો ને પ્રભુ તમારાથી રાજી રહે: એ પ્રભુ પાસે પાછા ચાલ્યા જાઓ" (૮૯–૨૭, ૨૮).

"એ ભગવાનના નામથી જે દયાળુ ને કૃપાળુ છે,
"સૂરજ ને તેના તેજનો વિચાર કરો,
"અને ચંદ્રનો જે સૂર્યમાંથી તેજ મેળવે છે,
"અને દિવસનો કે જે આ સૃષ્ટિ આપણને દેખાડે છે,
"અને રાતનો કે જે દુનિયા ઉપર પડદો પાડે છે,
"અને આકાશ અને તેની રચનાનો,
"અને આ પૃથ્વી અને તેના પસારાનો,
"અને આત્મા અને તેની પૂર્ણતાનો,
"એ જ ઈશ્વરે દરેક જીવને વિવેકશક્તિ આપી છે જેથી બૂરાઈ અને બૂરાઈથી બચવું તે શું છે તેની સમજ પડે,
"ખરેખર તે માણસનું કલ્યાણ થશે જે પોતાનો આત્મા પવિત્ર રાખશે, અને તે ખોટમાં રહેશે જે પોતાના આત્માને પતિત કરશે" (૯૧–૧ થી ૧૦).

## સાર

છેવટે અમે સંક્ષેપમાં કુરાનના મૂળભૂત સિદ્ધાંતો તથા તેના ઉપદેશનો સાર આપીએ છીએ. કુરાનના મૂળ સિદ્ધાંતો નીચે પ્રમાણે છે:

(૧) "અલ્લાહ એક છે" તે નિરાકાર છે. "તે સકળ સૃષ્ટિનો સ્વામી છે," અને સૌને પોતપોતાનાં કર્મોનાં ફળ દેનાર છે. એ એક અલ્લાહ સિવાય બીજા કોઈની આરાધના ન કરવી જોઈએ.

(૨) સૌ મનુષ્યો એક ભગવાનનાં સંતાન છે અને પરસ્પર ભાઈભાઈ છે. "દુનિયામાં તે માણસ સૌથી વધારે આબરૂદાર ગણાય છે કે જે બૂરાઈથી બચે છે ને ભલાં કામોમાં લીન રહે છે."

(૩) દુનિયાના સર્વ મહાન ધર્મોનો આવિર્ભાવ એ ઈશ્વરથી થાય છે. સૌ ધર્મોના સ્થાપકોને એક જ રીતે ઈશ્વરથી પ્રકાશ મળ્યો છે ને તેથી સૌ ધર્મો સાચા છે અને મૂળમાં "સૌ ધર્મો એક છે."

(૪) જુદા જુદા ધર્મોમાં સ્થલ ને કાળના ફેરફારને કારણે રીતરિવાજો, પૂજાવિધિમાં તફાવત છે, મૂળભૂત સિદ્ધાંતોમાં ભેદ નથી. લોકો પોતાના ધર્મના મૂળ સિદ્ધાંતોને ભૂલી જઈને લડાઈઓ કરવા લાગી જાય છે; પરમાર્થને બદલે "રીતરિવાજો તથ પૂજાવિધિઓને વધારે મહત્ત્વનાં ગણવા લાગી જાય છે."

(૫) "પ્રાર્થનાવેળાએ ભક્તો પૂર્વમાં કે પશ્ચિમમાં મોં રાખે તે ખરી વસ્તુ નથી." ખરી વાત એ છે કે મનુષ્ય એક ઈશ્વરને માને તથા ભલાઈનાં કામ કરે. કુરાનમાં નિમાજ ને રોજા બન્નેનો આદેશ છે. પરંતુ ન તો નિમાજનો ખાસ પ્રકાર ઠરાવવામાં આવ્યો છે કે ન રોજાનો કડક

કાયદો. નિમાજ અને રોજાનો અર્થ એટલો જ છે કે "માનવ બૂરાઈથી બચતો રહે તથા ભલાં કામો કરતો રહે." "ભલે કોઈ પણ ધર્મનો હોય પણ જો એક માણસ એક ઈશ્વરમાં માનવાવાળો હોય ને પરમાર્થકાર્ય કરવાવાળો હોય તો તેને નથી રહેતો કોઈનો ભય કે નથી તેને હોતો શોક."

(૬) કોઈ પણ દેશમાં કે જાતમાં લોકો પોતાના ધર્મના સિદ્ધાંતોને ભૂલી જાય છે ત્યારે અલ્લા કોઈક પયગંબર મોકલીને તેમનામાં "સાચા ધર્મને સ્થાપે છે." અને જનસાધારણને સન્માર્ગે વાળે છે. આ રીતના "પયગંબરો" સૌ જાતોમાં, દેશોમાં તથા કાળમાં જન્મે છે.

(૭) "જુદા જુદા ધર્મોના સંસ્થાપકોમાં ભેદ જોવો એટલે કે કોઈકને માનવો ને કોઈકને ન માનવો એ પાપ છે."

(૮) "કુરાન પોતાની પહેલાંના ગ્રંથોની સાખ પુરાવે છે" એટલે કે તેને સત્ય ઠરાવે છે; અને મહંમદ સાહેબ પોતાની પહેલાંના "પયગંબરોની પુનરાવૃત્તિ" માત્ર છે એટલે એમને સાચા પુરવાર કરે છે.

(૯) ગીતાની પેઠે કુરાન પણ ખાસ ખાસ સંજોગોમાં કોઈ આક્રમણ કરે તો ધર્મરક્ષણાર્થે હથિયાર ઉપાડવાની રજા આપે છે. પરંતુ જો શત્રુ "પાછો ફરે અને તમારી સાથે ન લડે અથવા સંધિ કરવા ચાહે તો તમને યુદ્ધની રજા ઈશ્વર નથી આપતો." કુરાનનો સિદ્ધાંત છે કે "ધર્મની

બાબતમાં કોઈના ઉપર બળજબરી ન કરવી જોઈએ." દરેક વિષયમાં કુરાનની સ્પષ્ટ આજ્ઞા છે કે "જે મનુષ્ય બીજાઓના સર્વે દોષોને માફ કરી દે, ખમી ખાય, બૂરાઈનો બદલો ભલાઈથી આપે તો તે તેને માટે શ્રેયસ્કર છે," "કારણ કે ઈશ્વર સૌને ક્ષમા આપવાવાળો તથા દયાળુ છે. અને "ખરેખર ઈશ્વર તેને જ ચાહે છે કે જે ભલાઈ કરે છે."

બીજી રીતે કહીએ તો કુરાનમાં ઠેરઠેર બે વાતોનો ઉલ્લેખ છે. એક "ઈમાન" (વિશ્વાસ) તથા બીજી "નેક અમલ" (સત્કર્મ). 'ઈમાન'નો અર્થ એ છે કે દરેક મનુષ્ય "એક ઈશ્વર અને સૌ દેશોમાં તથા જાતોમાં મોકલેલ પયગંબરો ઉપર, પ્રભુપાઠવેલ ગ્રંથો ઉપર, પોતાની સદ્પ્રવૃત્તિઓ ઉપર અને પરલોક જીવન ઉપર શ્રદ્ધા રાખે. 'નેક અમલ'(સત્કર્મ) નો અર્થ એ છે કે દરેક મનુષ્ય આત્માને કાબૂમાં રાખે તથા પોતાના "દેહથી, ધનમાલથી, તથા દિલથી સૌની સાથે સદ્વ્યવહાર રાખે." કુરાનના મૂળ સિદ્ધાંતોની વાત છે ત્યાં સુધી તો દુનિયાના સર્વે ધર્મ-ગ્રંથોની માફક કુરાન સૌ દેશોનો, જાતોનો તથા સૌ મનુષ્યોનો વારસો છે; તથા કોઈ પણ સત્યાન્વેષીને ધર્મની તથા આત્માની ઉન્નતિનો માર્ગ દેખાડવા માટે પર્યાપ્ત છે. સદ્-ભાવથી જોનારને એમ જરૂર લાગશે કે કુરાન માનવધર્મનો ઉપદેશ આપે છે જે દુનિયા માટે એકસરખો છે અને સૌ ધર્મોનો મૂળ છે. આ માનવધર્મને હિંદુ સંતોએ 'પ્રેમ-ધર્મ' તથા મુસલમાન સૂફીઓએ 'મઝહબે ઈશ્ક' કહ્યો છે.

## કંઈક વળી

### સ્ત્રીઓ સંબંધી

સ્ત્રીપુરુષના પરસ્પર વ્યવહાર અંગે કુરાનમાં ઠેર ઠેર ઉપદેશાયું છે. આ ઉપદેશોને કારણે એ સમયના આરબોના રીતરિવાજોમાં અને ટેવોમાં ઘણો સુધારો થયો, અને તેઓ બૂરાઈઓથી બચતા રહ્યા તથા પવિત્ર જીવનની તરફ વળવા લાગ્યા. જે રીતે હિંદુઓની 'નારદસ્મૃતિ' માં લખ્યું છે— "स्त्रियाः क्षेत्रं बीजिनो नराः" એટલે કે સ્ત્રીઓ ક્ષેત્ર છે તથા પુરુષ તેમાં બી વાવનાર છે, તે પ્રમાણે કુરાનમાં સ્ત્રીને ખેતીની જમીન સાથે સરખાવવામાં આવી છે (૨–૨૨૩). ભાવાર્થ એ છે કે સ્ત્રીનું કામ પુરુષોની વાસનાતૃપ્તિનું નથી પણ વંશવેલો ચાલુ રાખવો તથા સંતાનોને પાળવાં એ તેમનો ધર્મ છે.

મહંમદ સાહેબની પહેલાં અરબસ્તાનમાં સ્ત્રીને કોઈ પ્રકારનો અધિકાર ન હતો; તેમને બાપદાદાની મિલકતમાંથી કશુંયે મળતું ન હતું. એમનો દરજ્જો જાનવરો કે ઘરવખરી જેવો લેખવામાં આવતો હતો.* કુરાને આજ્ઞા કરી કે "જે રીતે પુરુષનો અધિકાર સ્ત્રી ઉપર છે તે જ રીતે સ્ત્રીનો અધિકાર પુરુષ ઉપર છે" (૨–૨૨૮). "સ્ત્રી પુરુષને માટે અને પુરુષ સ્ત્રીને માટે, બન્ને એકબીજાની શોભા છે" (૨–૧૮૭).

કુરાનમાં ઠેર ઠેર સ્ત્રીઓ સાથે સદ્‌વ્યવહાર રાખવાનો, ન્યાયપુરઃસર વર્તવાનો, તેમના ધનમાલનું રક્ષણ કરવાનો

* કુરાનનો અંગ્રેજી અનુવાદ, મૌલવી મહમદ અલી, પૃ. ૧૦૫

ઉપદેશ કરવામાં આવ્યો છે. સ્ત્રીઓની પોતાની મિલકત ઉપર કે 'સ્ત્રીધન' ઉપર પુરુષનો કોઈ અધિકાર નથી (૨–૨૨૯).

કુરાનના સમય પહેલાં સ્ત્રીને પોતાના બાપ, ભાઈ કે ધણી અથવા બીજા કોઈના મરણ પછી તેની મિલકતમાંથી કાંઈ પણ ભાગ મળતો ન હતો. કુરાને આદેશ કર્યો :

> "માબાપ કે નજીકના સગા જે કાંઈ મૂકી જાય તેમાંનો એક ભાગ પુરુષને અને એક ભાગ સ્ત્રીને મળશે, ભલેને મિલકત થોડી હો કે ઘણી, સૌના હિસ્સા ઠરાવેલા છે" (૪–૭).

માબાપના કે નજીકના સગાના મરણ પછી નાનાં બાળકોને પણ કાંઈ મળતું ન હતું. આરબોનો જૂનો કાયદો હતો કે "જે મનુષ્ય બીજા ઉપર હુમલો કરતી વેળા ભાલો બરાબર ચલાવી ન જાણે તેને કોઈ પણ મિલકતમાંથી કશો યે હિસ્સો નહીં મળી શકે."* જેઓ રાતદિવસ લડતા રહેતા હતા તેઓમાં આ કાયદો હોવો સ્વાભાવિક હતું. કુરાને ભવિષ્ય માટે પુરુષના, સ્ત્રીના તથા બાળકોના ભાગો નક્કી કરી દીધા" (૪–૧૧; ૫–૧૭૭).

લગ્ન માટે કોઈ પણ પ્રકારની સગાંસંબંધી વચ્ચે મર્યાદા ન હતી; તે એટલે સુધી કે બાપના મૃત્યુ પછી તેની સ્ત્રીઓ દીકરાની મિલકત બની જતી. કુરાને આવા નિંદ્ય રિવાજને બંધ કર્યો તથા લગ્નસંબંધીની મર્યાદાઓ બાંધી દીધી તથા ક્યાં ક્યાં લગ્ન ન થઈ શકે તે નક્કી કર્યું (૪–૧૯,૨૩).

---

* કુરાન — મહમદઅલી, પૃ. ૨૦૧

પોતાની પરિણીત સ્ત્રી સિવાય બીજી કોઈ બીજી સ્ત્રી સાથે, ભલેને તે ગુલામડી હોય, સ્ત્રીપુરુષ સંબંધ કુરાને વર્જ્ય ગણ્યો તથા તેને પાપ ગણાવ્યું (૪–૨૫ વગેરે).

> "ઈશ્વર તમારા ઉપર દયા કરવા ધારે છે; પણ જેઓ પોતાની વાસનાઓથી દોરવાય છે તેઓ ઈચ્છે છે કે તમે ઈશ્વરથી આઘા રહો." (૪–૨૭)

દરેક સ્ત્રીને યોગ્ય માર્ગે ધન કમાવાનો તથા તેના માલિક બનવાનો પૂરો અધિકાર મળ્યો.

> "તમારા કરતાં બીજાને ઈશ્વરે વધારે આપ્યું હોય તો તેની ઈર્ષ્યા ન કરો. જે માણસ જેટલું કમાશે તે તેનો પોતાનો માલ રહેશે; અને જે સ્ત્રી જેટલું કમાશે તે તેનો માલ કહેવાશે. ઈશ્વરની પ્રાર્થના કરો કે તે તમારા ઉપર કૃપા વરસાવે. ખરેખર પ્રભુ સર્વ જાણે છે" (૪–૩૨).

આમ હોવા છતાંયે સ્ત્રીનો તથા બાળબચ્ચાંનો રહેવાનો, ખાવાપીવાનો બંદોબસ્ત કરવો એ પુરુષનો ધર્મ ગણાવવામાં આવ્યો છે; અને માતાનો ધર્મ પૂરાં બે વર્ષ સુધી બાળકને ધવરાવવાનો છે (૨–૨૩૩; ૪–૩૪).

જો પતિપત્નીમાં કાંઈ ઝઘડો થાય તો કુરાન આદેશે છે કે "એક પંચ પતિ તરફનો અને એક પત્ની તરફનો એમ બે પંચો આપસમાં સુલેહ કરાવી દે, કારણ કે ઈશ્વર સંપમાં સહાયક છે" (૪–૩૫). અને "સંપ કરવો એ ઉત્તમ ચીજ છે" (૪–૨૮). આમ કરવા છતાંયે જો મેળ ન થાય તો વિશિષ્ટ સંજોગોમાં અને કડક શરતોથી છૂટાછેડાની છૂટ કુરાન આપે છે, પણ ગર્ભવતી સ્ત્રીથી છૂટાછેડા ન કરી શકાય (૬૫–૪). છૂટી થયેલ સ્ત્રીના ભરણપોષણનો યોગ્ય

પ્રબંધ છૂટા કરનાર પુરુષે કરવો ઘટે છે (૨–૨૪૧) "પુરુષનો ધર્મ છે કે સ્ત્રી પ્રત્યે ન્યાયનું અને સદ્‌ભાવનાનું વર્તન રાખે અને ન જ મેળ ખાય તો પ્રેમપૂર્વક નિખાલસ દિલે બન્ને છૂટાં થાય" (૨–૨૩૧ વગેરે). છૂટા થવાનો સ્ત્રીને પણ એટલો જ અધિકાર છે જેટલો પુરુષને; પરંતુ છૂટાછેડાની છૂટ હોવા છતાંયે મહંમદ સાહેબની પ્રચલિત પ્રસિદ્ધ કથા છે.

> "જેટલી વાતોની પરવાનગી મનુષ્યને આપવામાં આવી છે તેમાંથી વધારેમાં વધારે ઘૃણાસ્પદ વસ્તુ છૂટાછેડાની છે." (અબુ દાઉદ)

એકબીજાના મરણ પછી સ્ત્રી કે પુરુષને પાછું લગ્ન કરવાની છૂટ કુરાને આપી છે (૨–૨૩૪).

પુરુષ ચાર લગ્ન સુધી કરી શકે તેવી છૂટ કુરાન આપે છે, પણ આ પરવાનગી જે આયતોથી અપાઈ છે તે ઓહદની પ્રખ્યાત લડાઈ પછીની છે. ત્યારે ઘણાખરા મુસલમાન પુરુષો લડાઈમાં માર્યા ગયા હતા. વિધવાઓની અને અનાથોની સંખ્યા અતિઘણી વધી ગઈ હતી. વિધવાઓથી અનાથ બાળકોનું પોષણ થવું મુશ્કેલ હતું. આ સૌના ગુજરાનો બંદોબસ્ત કરવો જરૂરી હતો. સ્ત્રીઓ વધારે હતી, પુરુષો પ્રમાણમાં થોડા હતા. વળી ભવિષ્યમાં આવી લડાઈઓ થવાની હતી. આવા સંજોગોમાં જે શ્લોક મળ્યો તે આ છેઃ

> "અને તમને એવી શંકા થાય કે અનાથોનું પોષણ આ સિવાય નહીં થઈ શકે તો તમને યોગ્ય જણાય તેમાંથી બેની, ત્રણની કે ચારની સાથે લગ્ન કરી શકો છો. પણ જો તમને એમ લાગતું હોય કે તમે સૌની સાથે સરખી રીતે નહીં વર્તી શકો ને સૌને એકસરખો સંતોષ નહીં આપી શકો

તો માત્ર એક સાથે લગ્ન કરો અથવા જેની સાથે લગ્ન કર્યા ત્યા જ અટકો એક સ્ત્રીને પરણવુ ઉત્તમ છે જેથી ધર્મ માર્ગથી ન ચળી શકો " (૪–૩)

એક બીજે સ્થળે ઉલ્લેખાયુ છે.

"અને તમે ઇચ્છો તોપણ તમારી તાકાત બહારની વાત છે કે તમે સૌ પરિણીતાઓ સાથે એકસરખો વ્યવહાર રાખી શકો " (૪–૧૨૯)

આમ આરબોને વધુમા વધુ ચાર સ્ત્રીઓ સાથે લગ્ન કરવાની પરવાનગી આપવા છતાયે કુરાન એક સ્ત્રી સાથેના લગ્નને પસદ કરે છે.

સ્ત્રી કે પુરુષ બન્ને માટે વ્યભિચારને પાપ લેખવામા આવ્યુ છે. વ્યભિચાર માટેની સજા એવી છે કે જાહેરમા સો ફટકા મારવામા આવે ધર્મનિષ્ઠ મુસલમાનને વ્યભિચારી સ્ત્રી કે પુરુષ સાથે લગ્ન કરવાની મનાઈ છે. તે સાથે સાથે કોઈ પણ સ્ત્રી ઉપર વ્યભિચારનો ખોટો આરોપ લગાડનારને એંસી ફટકાની સજા ફરમાવવામા આવી છે. (૨૪– ૧થી ૪) એવો આદેશ આપવામા આવ્યો છે કે પ્રભુની કૃપા યાચતા રહેવુ જેથી મનુષ્ય શેતાનની જાળથી, અપવિત્ર વાતોથી તથા વ્યભિચારથી બચતો રહે તથા જીવનને શુદ્ધ રાખી શકે (૨૪–૨૧ વગેરે) પવિત્ર જીવન અને સદ્વ્યવહાર એ બ્રહ્મચારી, વિવાહિત, માલિક તથા ગુલામ સૌને માટે આવશ્યક મનાયુ છે (૨૯–૩૨, ૩૩).

પડદાની બાબતમા નીચેની આયતોમા સકેત છે.

"હે રસૂલ ! પોતાની પત્નીઓને, દીકરીઓને અને અન્ય મુસલમાન સ્ત્રીઓને કહી દો કે બુરખો ઓઢી રાખે આ

વધારે યોગ્ય છે, આથી તેઓ ઓળખી શકાશે તથા એમને મુસીબતમા નહીં મુકાવુ પડે, ઈશ્વર ક્ષમાવાન તથા દયાળુ છે " (૩૩–૫૯)

હે મહમદ! તમારી વાત જેઓ માને છે તે મુસલમાન પુરુષોને કહી દો કે આવતા જતા પોતાની દૃષ્ટિ નીચી રાખે, પોતાના અગો ઢાકેલા રાખે, આથી એમનુ જીવન પવિત્ર રહી શકશે ખરેખર તેમની સર્વ કરણીઓની જાણ ઈશ્વરને છે

"અને જે સ્ત્રીઓ તમારામા વિશ્વાસ રાખે છે એમને કહી દો કે પોતાની દૃષ્ટિ નીચી રાખે, પોતાના સર્વ અગો ઢાકેલા રાખે, અને પોતાના શણગારનો દેખાવ ન કરે માત્ર એ શણગાર કે જે બાહ્ય છે બુરખો ઓઢે, પતિ, પિતા, સસરા, દીકરાઓ, સાવકા દીકરાઓ, ભાઈઓ, ભત્રીજાઓ, ભાણેજો, અથવા સ્ત્રીઓ, નોકરો, અથવા વ્યદ્ધો કે નિર્દોષ બાળકો સિવાય બીજા કોઈની પાસે પોતાના શણગારને છતો ન કરે, અને પગનો ઠમકો ન કરે જેથી નૂપુર વગેરે ઢાકેલા હોય તેની જાહેરાત થઈ જાય, અને હે ભક્તો! તમે સૌ ઈશ્વરને શરણે જાઓ જેથી તમારુ કલ્યાણ થશે " (૨૪–૩૦, ૩૧)

આમ સ્ત્રી તથા પુરુષ બન્નેને માટે નીચી દૃષ્ટિ રાખવાનો તથા લાજમર્યાદામા રહેવાનો એકસરખો હુકમ છે સ્ત્રીઓને તો ખાસ કહેવામા આવ્યુ છે કે તેમણે પોતાના આભૂષણોનો દેખાવ ન કરવો, પણ કુરાન પ્રમાણે તો એ જરૂરી નથી કે સ્ત્રીઓએ ઘરમા જ ગોંધાઈ રહેવુ, અને હાથ, મો કે જે સામાન્ય કામકાજ માટે જરૂરી છે તથા જે બાહ્ય અગો છે તે ઢાકેલા જ રાખવા

સત્કર્મોનો બદલો સ્વર્ગ તથા મોક્ષ સ્ત્રીને તથા પુરુષને સમાન રીતે મળે છે (૩–૧૯૪, ૪–૧૨૪, ૯–૭૨, ૧૬–૯૭)

"ખરેખર જે પુરુષો તથા સ્ત્રીઓ ઈશ્વરની ઇચ્છાને અનુવર્તે છે, જે પુરુષો તથા સ્ત્રીઓ શ્રદ્ધા રાખે છે, જે પુરુષો તથા સ્ત્રીઓ ઈશ્વરના આદેશને અનુસરે છે, જે પુરુષો તથા સ્ત્રીઓ સત્યનું પાલન કરે છે, જે પુરુષો તથા સ્ત્રીઓ ધૈર્ય ધારે છે, જે પુરુષો કે સ્ત્રીઓ નમ્રતા રાખે છે, જે પુરુષો તથા સ્ત્રીઓ દાન દે છે, જે પુરુષો તથા સ્ત્રીઓ ઉપવાસ વ્રત રાખે છે, જે પુરુષો તથા સ્ત્રીઓ કામવાસનાને કાબૂમાં રાખે છે, જે પુરુષો તથા સ્ત્રીઓ ઈશ્વરનું હરઘડી ચિંતવન કરે છે ઈશ્વર તે સૌને માટે ક્ષમા તથા મહામોલું પારિતોષિક તૈયાર રાખે છે. (૩૩-૩૫)

## જેહાદ (ધર્મયુદ્ધ)

'જિહાદ' શબ્દ કુરાનમાં જુદા જુદા અર્થોમાં વપરાયો છે. એનો સામાન્ય અર્થ એ છે–'જે વસ્તુ સારી ન હોય તેને પોતાની પૂરી શક્તિ લગાડીને સુધારવાનો પ્રયત્ન કરવો'' એટલે કે કોઈ પણ કામ માટે 'ભારે પ્રયત્ન' કરવો.[૨]

કુરાનમાં ઠેર ઠેર 'જિહાદ ફી સબીલલ્લાહ'નો પ્રયોગ થયો છે જેનો અર્થ છે–'ઈશ્વરના માર્ગે પ્રયત્ન કરવો. ઇસ્લામના આરંભકાળમાં કુરેશોના જુલમોથી પોતાની જાતને તથા ધર્મને બચાવવા માટે જે મુસલમાનો પોતાના વતન મક્કાને છોડીને ઇથોપિયા ચાલ્યા ગયા હતા તેમના આ કાર્યને 'ઈશ્વરના માર્ગમાં જાનમાલને ભોગે કોશિશ કરવાનું કહેવાયું છે. (૮-૭૨, ૭૪, ૭૫)

---

૧. મુફ્રદાત ઇમામ રાગિબ, તાજુલઅરૂસ
૨. 'ગરીબલકુરાન'–મિરઝા અબુલફઝલ

આ જેહાદનો કોઈ પણ અસ્ત્રશસ્ત્ર સાથે સંબંધ નથી. તે સમય સુધી તો લડાઈની પરવાનગી પણ અપાઈ ન હતી; ઊલટું એમ કહેવાયું હતું કે મુસલમાનો શત્રુઓના જુલમોને ધૈર્યથી તથા શાંતિથી કોઈ પણ પ્રકારનો બદલો લીધા સિવાય સહન કરતા રહે અને બને ત્યાં સુધી "બૂરાઈનો બદલો ભલાઈથી આપે."

કુરાનમાં કેટલેક ઠેકાણે ખુદ મહંમદ સાહેબને કહેવામાં આવ્યું છે કે જે લોકો હજી તમારી વાતમાં વિશ્વાસ રાખતા નથી અથવા જેઓ મુસલમાન થયા છતાં સચ્ચાઈથી તથા પવિત્રતાથી તમારી સાથે વર્તતા નથી એ સૌની સાથે 'જેહાદ' ચાલુ રાખો એટલે કે એ સૌને સમજાવવાના પ્રયત્નોમાં કચાશ ન આવવા દો. (૯–૭૩; ૬૬–૯) અહીં પણ 'જેહાદ' નો સંબંધ હથિયારબંધ લડાઈ સાથે નથી. આ આયતોમાં જે મુસલમાનોનો ઉલ્લેખ છે તેમની વિરુદ્ધ ન તો કદીયે શસ્ત્ર ઉગામવાની રજા અપાઈ હતી કે ન હથિયાર વપરાયાં હતાં.

આ આયતો અંગે કુરાનના અંગ્રેજી અનુવાદક મૌલવી મહંમદઅલીએ લખ્યું છે:

> "અહીં 'જેહાદ' એટલે તલવારથી લડાઈ કરવી એ અરબી ભાષાનું અજ્ઞાન સાબિત કરે છે."

એવી જ રીતે પચીસમી સૂરાની બાવનમી આયતમાં મહંમદ સાહેબને કહેવામાં આવ્યું છે, "લોકો સાથે કુરાન મારફત 'જિહાદ કબીર' એટલે કે ભારે જેહાદ કરો," એનો અર્થ એ છે કે 'પોતાની પૂરી શક્તિ લગાડી લોકોમાં

કુરાનનો પ્રચાર કરો અને સમજાવો. આ વિષે મહંમદ અલીએ લખ્યું છે:

"આથી સ્પષ્ટ થાય છે કે 'જિહાદ' શબ્દ કયા અર્થમાં કુરાનમાં વપરાયો છે. આ વાત સૌ સ્વીકારે છે કે આ સૂરા મક્કાના અરસાની છે કે જેનો લડાઈ સાથે કાંઈ પણ સંબંધ નહોતો. આ આયત પ્રમાણે સત્યનો પ્રચાર કરવાનો જે યત્ન કરવામાં આવે તે માત્ર 'જિહાદ' નહીં પરંતુ 'કબીર' (ભારે) એટલે કે 'મોટા જિહાદ' છે...કુરાનના સર્વ ભાષ્યકારો— બૈઝાવી, ઇમામ નસીરુદ્દીન, અબુ હય્યાન વગેરે—'જિહાદ'નો આ જ અર્થ કરે છે."*

જેઓ શત્રુઓના કેરથી બચવા માટે ક્યાંક બીજે ઠેકાણે ભાગી જાય પરંતુ સત્ય ન છોડે તથા ધૈર્ય રાખે અને સ્વધર્મનું પાલન કરતા રહે તેમના આ કાર્યને કુરાને 'જિહાદ' કહી છે. (૧૬–૧૧૦) આ પ્રમાણે દાન દેવું, અનાથોને

કુરાન સાથે જેટલો સંબંધ છે તે અનુસાર જેહાદ શબ્દથી ત્રણ વાતો સાફ થાય છેઃ

(૧) કુરાનમાં જેહાદ શબ્દ એવે પ્રસંગે વપરાયો છે કે જેનો કશોયે સંબંધ લડાઈ સાથે કે હથિયાર ઉઠાવવા સાથે નથી. ધર્મકાર્ય માટેના યત્નો 'જેહાદ' કહેવાયા છે.

(૨) લડાઈ કરવાના અર્થમાં જેહાદ શબ્દ આખા કુરાનમાં ક્યાંય પણ વપરાયો નથી.

(૩) ખાસ સંજોગોમાં કુરાને ધર્મરક્ષાર્થે હથિયાર ઉઠાવવાની કે લડાઈ કરવાની રજા આપી છે; પણ ક્યાંય 'જિહાદ' શબ્દ વપરાયો નથી. 'કેતાલ' શબ્દ આવે છે. (૨–૧૯૦ થી ૧૯૫, ૨૧૬; ૪–૭૪, ૭૫, ૮૪, ૯૦, ૯૪; ૬૧–૪)*

### આકેબત, આખેરત, જન્નત અને જહન્નમ

(પરલોક, કર્મફળ, સ્વર્ગ અને નરક)

'આકેબત તથા આખેરત' એ બે શબ્દો કુરાનમાં ઠેર ઠેર મરણોત્તર જીવન માટે તેમ જ ભલાંબૂરાં કર્મોનાં પરિણામો માટે વપરાયા છે. કોઈ સ્થળે આ જીવનમાં જ કર્મફળોની પ્રાપ્તિના અર્થમાં 'આકેબત' શબ્દ આવ્યો છે. (૧૦–૭૩)

જન્નત (સ્વર્ગ) અને જહન્નમ (નરક) આ બન્નેનો ઉલ્લેખ પણ કુરાનમાં ઘણે ઠેકાણે થયો છે. સ્વર્ગમાં કે નરકમાં આત્માઓ સદા માટે કે મર્યાદિત સમય માટે

* આ વિષયમાં મૌલવી ચિરાગઅલીનું 'જિહાદ' અને મૌલાના અબુલ કલામ આઝાદનું 'અલ જિહાદ ફિલ ઇસલામ' આ બે પુસ્તકો મનન કરવા યોગ્ય છે.

કુરાનનો પ્રચાર કરો અને સમજાવો. આ વિષે મહંમદ અલીએ લખ્યું છેઃ

> "આથી સ્પષ્ટ થાય છે કે 'જિહાદ' શબ્દ કયા અર્થમાં કુરાનમાં વપરાયો છે. આ વાત સૌ સ્વીકારે છે કે આ સૂરા મક્કાના અરસાની છે કે જેનો લડાઈ સાથે કાંઈ પણ સંબંધ નથી. આ આયત પ્રમાણે સત્યનો પ્રચાર કરવાનો જે યત્ન કરવામાં આવે તે માત્ર 'જિહાદ' નહીં પરંતુ 'કબીર' (ભારે) એટલે કે 'બડા જિહાદ' છે...કુરાનના સર્વ ભાષ્યકારો— બૈજાવી, ઇમામ અસીરુદ્દીન, અબુ હય્યાન વગેરે—'જિહાદ' નો આ જ અર્થ કરે છે."*

જેઓ શત્રુઓના કેરથી બચવા માટે ક્યાંક બીજે ઠેકાણે ભાગી જાય પરંતુ સત્ય ન છોડે તથા ધૈર્ય રાખે અને સ્વધર્મનું પાલન કરતા રહે તેમના આ કાર્યને કુરાને 'જિહાદ કહી છે. (૧૬-૧૧૦) આ પ્રમાણે દાન દેવું, અનાથો પાળવા, અન્યને સહાય કરવી, આપત્તિ સહેવી, આ સર્વ ઈશ્વરપ્રીત્યર્થે 'જિહાદ' કહેવાયાં છે. મહંમદ સાહેબ એક કથા છે કે "સૌથી મોટી જિહાદ (પ્રયત્ન) પોતા વૃત્તિઓ ઉપર કાબૂ મેળવવાની છે એટલે કે પોતાના ક્રોધ તથા વાસનાઓને જીતવાં. આને મુસલમાન ગ્રંથોમાં 'જિહા અકબર' એટલે કે સૌથી મોટી 'જેહાદ' કહેવાઈ છે.

પ્રાર્થના કરવી (નમાજ), ઉપવાસ કરવા, દાન દે વગેરે ધર્મકાર્યોમાં વધારે સમય આપવાને, શ્રમ કરવા 'મુજાહદા' કહેવાય છે.

---

* કુરાન—મૌલવી મહંમદઅલી, પૃ. ૭૨૧

કુરાન સાથે જેટલો સંબંધ છે તે અનુસાર જેહાદ શબ્દથી ત્રણ વાતો સાફ થાય છે:

(૧) કુરાનમાં જેહાદ શબ્દ એવે પ્રસંગે વપરાયો છે કે જેનો કશોયે સંબંધ લડાઈ સાથે કે હથિયાર ઉઠાવવા સાથે નથી. ધર્મકાર્ય માટેના યત્નો 'જેહાદ' કહેવાયા છે.

(૨) લડાઈ કરવાના અર્થમાં જેહાદ શબ્દ આખા કુરાનમાં ક્યાંય પણ વપરાયો નથી.

(૩) ખાસ સંજોગોમાં કુરાને ધર્મરક્ષાર્થે હથિયાર ઉઠાવવાની કે લડાઈ કરવાની રજા આપી છે; પણ ક્યાંય 'જિહાદ' શબ્દ વપરાયો નથી. 'કેતાલ' શબ્દ આવે છે. (૨–૧૯૦ થી ૧૯૩, ૨૧૬; ૪–૭૪, ૭૫, ૮૪, ૯૦, ૯૪; ૬૧–૪)*

### આકેબત, આખેરત, જન્નત અને જહન્નમ

(પરલોક, કર્મફળ, સ્વર્ગ અને નરક)

'આકેબત તથા આખેરત' એ બે શબ્દો કુરાનમાં ઠેર ઠેર મરણોત્તર જીવન માટે તેમજ ભલાંબૂરાં કર્મોનાં પરિણામો માટે વપરાયા છે. કોઈ સ્થળે આ જીવનમાં જ કર્મફળોની પ્રાપ્તિના અર્થમાં 'આકેબત' શબ્દ આવ્યો છે. (૧૦–૭૩)

જન્નત (સ્વર્ગ) અને જહન્નમ (નરક) આ બન્નેનો ઉલ્લેખ પણ કુરાનમાં ઘણે ઠેકાણે થયો છે. સ્વર્ગમાં કે નરકમાં આત્માઓ સદા માટે કે મર્યાદિત સમય માટે

* આ વિષયમાં મૌલવી ચિરાગઅલીનું 'જિહાદ' અને મૌલાના અબુલ કલામ આઝાદનું 'અલ જિહાદ ફિલ ઇસલામ' આ બે પુસ્તકો મનન કરવા યોગ્ય છે.

રહે છે તે વિષે મુસલમાન વિદ્વાનોમાં મતભેદ છે. પરંતુ ઘણાખરા મહાન વિદ્વાનોનો અભિપ્રાય આવો છે:

"કોઈ પણ આત્મા હંમેશ માટે નરકમાં જ રહે છે એ ખ્યાલ કુરાનનો નથી."[૧]

મહંમદ સાહેબની એવી ઉપદેશ કથાઓ પણ પ્રચલિત છે:

"ખરેખર એક દિવસ એવો આવશે કે જ્યારે કોઈ પણ માણસ નરકમાં નહીં રહી જાય."[૨]

કુરાનની કેટલીક આયતો ઉપરથી એ સમજાય છે કે કુરાનમાં સ્વર્ગ અને નરક એ મનુષ્યોને પોતાનાં ભલાંબૂરાં કર્મોનાં પરિણામોની કલ્પના આપવા માટે અલંકારરૂપે ઉલ્લેખાયાં છે. (૧૪–૨૪,૨૫,૨૬)

ઉપરની આયતો અંગે મૌલવી મહંમદઅલી લખે છે:

"આથી અમને ઇસ્લામી સ્વર્ગનું રહસ્ય સમજાય છે. દરેક સત્કર્મ વૃક્ષરૂપે છે જે ઋતુ આવતાં ફળે છે; એટલે કે સ્વર્ગમાં મનુષ્યને જે ફળ મળશે તથા જે સહજલભ્ય રહેશે તે સત્કર્મોનાં પરિણામો સિવાય બીજું કાંઈ નથી. સ્વર્ગનાં વૃક્ષો એ મનુષ્યોનાં સત્કર્મો છે, જે વૃક્ષોની માફક આ જીવનનાં સત્કાર્યોનાં આધ્યાત્મિક પરિણામોને રૂપે ફળ દેતાં રહે છે. એ પણ ધ્યાનમાં રાખવું જોઈએ કે કુરાનમાં સત્કર્મોને સુફળવંતાં વૃક્ષો સાથે સરખાવ્યાં છે તો શ્રદ્ધાની તુલના જલપ્રવાહ કે નહેરો સાથે કરી છે. આપણો પાર્થિવ દેહ પાણીથી બન્યો તથા ટકયો છે. તેથી કુરાનમાં સત્પુરુષો માટે કહેવાયું છે કે તેઓ શ્રદ્ધાળુ છે, પરમાર્થ કરે છે; સ્વર્ગનું વર્ણન કરતાં કહેવાયું છે કે એ 'એક ઉદ્યાન

---

૧. 'ધી હોલી કુરાન', લે૦ મહમદ અલી, પૃ. ૪૭૨-૭૩

૨. કંઝ-લ-ઉમ્માલ, ભાગ ૭, પૃ. ૨૪૫

છે જેમાં નહેરો વહે છે.' અહીં નહેરો શ્રદ્ધાના અર્થમાં છે; અને ઉદ્યાનનાં વૃક્ષો એ મનુષ્યનાં સત્કર્મો છે."[1]

કુરાનની ૪૭મી સૂરામાં જ્યાં સ્વર્ગમાં જુદા જુદા પ્રકારની નહેરોનો તથા ફળોનો તથા નરકમાં ઊકળતાં પાણીનો ઉલ્લેખ છે ત્યાં આ સર્વને માત્ર 'મિસલ' અથવા મિસાલ (રૂપક-દૃષ્ટાંત) કહ્યાં છે. (૪૭-૧૫)

ક્યાંક ક્યાંક આ દુનિયામાં ભોગવેલ દુઃખોને બૂરાં કર્મોનાં ફળો રૂપે નરકની આગ લેખાવાયાં છે. (૪૦-૬)

કેટલેક ઠેકાણે સત્કર્મોના પુરસ્કારરૂપે દુન્યવી વાટિકાઓને સ્વર્ગ કહેવાય છે. (૫૫-૪૬) મહંમદ સાહેબની ઉપદેશ કથાઓમાં તેમણે મિસરની, ઈરાકની તથા ઈરાનની સરિતાઓને 'સ્વર્ગની નહેરો' કહી છે.[2]

જન્નત શબ્દની સાથે 'હૂર' નો ઉપયોગ કુરાનમાં ચાર ઠેકાણે થયો છે. નરજાતિવાચક 'હૂર' નો સ્ત્રીલિંગી શબ્દ 'હૌરા' છે તથા તે બન્નેનું બહુવચન પણ છે; તે સ્ત્રી તથા પુરુષ બન્ને માટે વપરાયો છે. સ્વર્ગનો વાયદો સ્ત્રી તથા પુરુષ માટે એકસરખો કરવામાં આવ્યો છે. જે શબ્દોમાં 'હૂરો' નું વર્ણન છે તે પરથી એમ સમજાય છે કે પાર્થિવ વાસના કે કામના સાથે એ 'હૂરો' શબ્દનો કાંઈ પણ સંબંધ નથી.

(૪૪-૫૪; ૩૭-૪૮; ૫૬-૩૬)

---

૧. 'ધી હોલી કુરાન', પૃ. ૫૧૭, પાદટીપ

૨. 'મુસલિમ', ભાગ ૨, પૃ ૩૫૧

"બાહ્ય દૃષ્ટિએ 'હૂર' શબ્દથી સ્ત્રીનું વર્ણન હોવાનું મનાય છે પણ ખરી રીતે આ જિંદગીના કર્મોના પરિણામોનુ વર્ણન છે જે શબ્દો વપરાયા છે તે દ્વિઅર્થી છે આ આધ્યાત્મિક વસ્તુઓને સ્થૂલ રૂપે વર્ણવાઈ છે કુરાનમાં ક્યાંય એવુ કહેવામા નથી આવ્યુ કે પરભવમા પણ અહીંના જ રૂપો તથા સબધો સ્ત્રીપુરુષોના રહેશે જે મળશે તે બન્નેને સ્ત્રીને કે પુરુષને એક-સરખુ મળશે, એક વાત સ્પષ્ટ થાય છે કે પરભવમા જે મળશે તેનો ઐહિક સુખો સાથે કાઈજ સબધ નથી ઐહિક તથા પારલૌકિક વસ્તુઓ નિરાળી છે"*

મહમદ સાહિબની એક ઉપદેશ કથા છે:

"ઈશ્વર કહે છે કે પોતાના પ્રિય ભક્તો માટે ઈશ્વરે જે મીઠા ફળો તૈયાર રાખ્યા છે તેનો આ સ્થૂલ દૃષ્ટિ સાથે, આ કાનો સાથે કે આ બુદ્ધિથી અનુભવ કરવા સાથે કશોય સબધ નથી" (બુખારી)

કુરાનનું મનન કરવાથી એક વાત સ્પષ્ટ થઈ જાય છે કે કુરાનમાં સ્વર્ગનો તથા નરકનો જે વિચાર દર્શાવાયો છે તે રૂપક રૂપે છે; સ્થૂલ સુખદુઃખ સાથે તેનો સંબંધ નથી.

'જન્નત' નો અર્થ અરબીમાં 'બાગ' અથવા 'આગમની જગા' થાય છે, અને 'જહેન્નમ' જેરુસલેમ પાસેની એક શેરી હતી કે જ્યાં અગ્નિની પૂજા કરવાવાળા રહેતા હતા. 'જહન્નમ' 'આગ' કે 'મુસીબતનું સ્થાન' એ અર્થમા છે 'દોજખ' ફારસી શબ્દ છે જે સંસ્કૃત

* 'ધી હોલી કુરાન,' લે૦ મહમદ અલી, પૃ. ૮૭૭, પાદટીપ

'દુઃખ' ની માફક નીકળ્યો છે. ફારસી શબ્દ 'ફિરદૌસ' અંગ્રેજી 'પૅરેડાઈઝ' અને સંસ્કૃત 'પ્રાદેશ્ય' એક જ છે. જૂના ઈરાનીઓ શહેર બહારના ઉપવનને 'પ્રાદેશ્ય' અથવા 'પરદૌસ' કહેતા હતા તે પરથી 'ફિરદોસ' તથા 'પૅરેડાઈઝ' શબ્દ બન્યા છે.

## कोअी नहीं है ग़ैर

कोअी नहीं है ग़ैर
बाबा, कोअी नही है ग़ैर.
हिन्दू मुसलिम सिख अीसाअी,
देख सभी हैं भाअी भाअी,
भारतमाता सबकी माता :
यह धरती ही सबकी माअी.

मन रख मनमें बैर:
बाबा! कोअी नही है ग़ैर।
कोअी नही है ग़ैर,
बाबा! कोअी नहीं है ग़ैर.

भारतके सब रहनेवाले
कैसे गोरे कैसे काले :
छूत अछूत के झगडे पाले
पड गये जिससे जानके लाले.

काहे का यह बैर
बाबा! कोअी नही है ग़ैर :
कोअी नही है ग़ैर,
बाबा! कोअी नहीं है ग़ैर.

राम समझ रह्मान समझ ले
धर्म समझ अीमान समझ ले
मसजिद कैसी मंदिर कैसा
अीश्वरका अस्थान समझ ले.

कर दोनोंकी सैर
बाबा! कोअी नही है ग़ैर:
कोअी नही है ग़ैर,
बाबा! कोअी नही है ग़ैर.

सोचेगा- किसपनमें बाबा?
क्यों बैठा है बनमें बाबा?
खाक मली क्यों तनमें बाबा?
ढढ ले उसको मनमें बाबा!

माग सभोंकी ख़ैर,
बाबा! कोई नही है ग़ैर:
कोअी नही है ग़ैर,
बाबा! कोई नही है ग़ैर.

## નથી પરાયું કોઈ*

નથી પરાયુ કોઈ
ભાઈ! નથી પરાયુ કોઈ,
હિંદુ મુસ્લિમ શીખ ઈસાઈ;
ગણજે સૌને ભાઈ ભાઈ,
ભારતભૂમિ સૌની માઈ,
આ ધરતી જ બધાની આઈ;
વેર રાખવું નો'ય
ભાઈ! નથી પરાયુ કોઈ.

ભારતના સૌ રહેવાવાળા,
શુ ગોરા કે શુ છે કાળા;
છૂત અછૂતના ઝઘડા ઘાલ્યા,

* 'કોઈ નહીં હૈ ગૈર' નો ભાવાનુવાદ. 'ભાઈ'ને સ્થાને 'સજ્જન' 'બાબા' કે 'વ્હાલા'-કે 'બાબા' પણ યોજી શકાય.

એકમેકને અતિ રંજાડયા !
વેર નહિ આ સ્હોય :
ભાઈ ! નથી પરાયું કોઈ. ૨

રામ લહે રહેમાન લહે તું,
ધર્મ સમજ ઈમાન સમજ તું;
મંદિર મસ્જિદ દેવદ્વાર તું,
ઈશ્વરનાં સૌ ધામ સમજ તું;
સૌ યે વંદન યોગ્ય :
ભાઈ ! નથી પરાયું કોઈ. ૩

કઈ રીતે શોચે તું ભાઈ ?
શીદ બેઠો વનમાંહીં ભાઈ ?
ભરમ શીદને અર્થી ભાઈ ?
શોધી લે તેને ઉરમાંહી !
ભલું ઇચ્છતું હોય :
સૌનું ભલું ઇચ્છતું હોય :
ભાઈ ! નથી પરાયું કોઈ. ૪